**અધ્યાત્મ રસ. Subjectiveness.**

**અધ્યાત્મ શાસ્ત્રના અભ્યાસથી થયેલા સંતોષ સુખનો અનુભવ કરનાર પ્રાણી રાજાને ગણતો નથી, લક્ષ્મી આપનારને ગણતો નથી. અરે ખૂદ ઇંદ્રને પણ ગણતો નથી.**

આત્મા સંબંધી હકીકત તે **અધ્યાત્મ.** એના રસમાં જે પક્ષો હોય તે પોતે **પોતાનો માલીક** છે, પોતાનો શેઠ છે, પોતાનો સરદાર છે, પોતાનો ઉપરી છે, પોતાનો સર્વસ્વ છે. સાચા અધ્યાત્મીની દશા ઓર જ હોય. દુનિયા એને બાવરો કહે, બેવકૂફ માને, અવ્યવહારુ માને કે ઘેલા ગણે એની એને પરવા કે દરકાર હોતી નથી. એની નજર સામે પડતી નથી, એને અન્યના અભિપ્રાયો સાંભળવાની પડી હોતી નથી, એને પોતા માટે બીજાઓ શું ધારે છે કે કેવું બોલે છે તે જાણવાની જિજ્ઞાસા હોતી નથી. એ તો એના **તાનમાં** ચાલ્યો જાય, એની **મસ્તીમાં** મસ્ત રહે, આંતર **વિચારણામાં** મગ્ન રહે અને દુનિયાના માનમરતબા, અભિનંદન, પ્રશંસા કે પ્રમાણપત્ર તરફ નિરપેક્ષ રહે. એને વ્યવહાર કે વ્યવસાયની કાંઇ પડેલી હોય નહિ, એને વેધવચકા જાળવવાનાં ન હોય, એને અન્યના મત જાણવાની તમન્ના ન હોય, એને દુન્યવી અભિપ્રાયનાં મૂલ્ય ન હોય, એટલે એની નજરમાં રાજા મહારાજા શેઠીઆ કે ઇંદ્ર તરફના કે તેમના સંબંધીના વિચાર જ ન હોય, એની એને તમા ન હોય, એના તરફ એના ખ્યાલાત પણ ન હોય અને તેઓ પોતાને નવાજશે કે ભેટશે એવી કોઇ પ્રકારની આકાંક્ષા કે અપેક્ષા એને ન હોય. એને જંગલમાં ફરતાં ભય ન હોય, એને નીરસ ભોજન કરતાં ક્ષોભ ન હોય. એને પોતાના વિકાસ સંબંધી જ વિચારણા અંદરખાનેથી નિરંતર ચાલ્યા કરતી હોય, ત્યાં પુદ્ગલાનંદ, શરીરવિભૂષા, ઇંદ્રિયના વિષયો તરફ આકર્ષણ કે સાંસારિક માન સ્નેહ દંભ કે ગૂંચવણનું એનામાં તત્ત્વ કે એનો અંશ પણ ન હોય.

આવા અધ્યાત્મના રંગમાં રંગાયલા સાચા અધ્યાત્મીઓ પોતાના આત્માનો વિકાસ સાધે છે. ઉત્તરોત્તર આગળ વધતા જાય છે અને નિરપેક્ષ ભાવે દુનિયાને **આદર્શ દાખલો** આપતા જાય છે. એના ઉચ્ચ વ્યવહાર, વિશુદ્ધ વ્યવસાય અને આદર્શ જીવન અનુકરણીય બને છે. આવા અધ્યાત્મનો વારંવાર અભ્યાસ કરવો, ફરી ફરીને તેની ભાવના કરવી, તેનો ઊંડો ભાવ વિચારવો અને પોતામાં તેનો સ્પર્શ થયો હોય તો યોગ્ય પાત્રને તેનો વિભાગ આપવો, લાયકને તેનો ભાગી બનાવવો.

બાકી **અધ્યાત્મની વાત કરનારા** અધ્યાત્મી છે એમ હંમેશા ધારી લેવું નહિ. એમાં દંભ અને માયા ઘણી વાર કામ કરે છે અને કેટલીક વાર તો પ્રાણી **આત્મવંચના** કરી પોતાની જાતને પણ છેતરે છે અને ઘણી વાર પોતે અધ્યાત્મી છે એમ માનવાને લલચાઇ જાય છે. આવી આત્મવંચનાથી બચી જવા જેવું છે. 'એમ કહે સાધ્યું નહીં માનું, એ કહીં વાત છે મોટી' એમ આનંદઘન મહારાજ કહે છે એ વાતમાં ઘણું રહસ્ય છે. સાથે અધ્યાત્મ અશક્ય છે, અપરંપાર છે, અગમ્ય છે એમ પણ માનવું નહિ. બાકી "**એ કહી વાત છે મોટી**' એ તો સાચી જ વાત છે. અને છતાં એ મોટી વાતમાં જ **જીવનનો સાચો રસ** છે, સંસારયાત્રાની સફળતા છે, સાધ્ય સન્મુખ પ્રયાણ છે અને સમતા રસનાં કચોળાં છે. જ્યારે ધનવાનોના ઢગલા કે રાજાનાં રાજ્ય તરફ સમાનભાવ આવે, જ્યારે પરિગ્રહ પર ઉદાસીનતા આવે, જ્યારે વિષયકષાય તરફ અંદરની અરુચિ થાય, જ્યારે વ્યવહાર તરફ ઉદાસીનતા થાય, જ્યારે સામાનો વાંક કે ગુન્હો જોવાને બદલે તેની સાંસારિક દશા તરફ ઉપેક્ષા થાય, જ્યારે ચાલુ વ્યવહાર તરફ ઉદાસીનતા થાય, જ્યારે પોતાને નુકસાન થાય ત્યારે પણ સમભાવ રહે અને જ્યારે નિજાનંદની **મસ્તી** જાગતી રહે ત્યારે અધ્યાત્મ શાસ્ત્રના સુખનો આસ્વાદ આવે છે અને પછી તો આખું દૃષ્ટિબિન્દુ જ પલટાઇ જાય છે, પછી સામે જોવાને બદલે **અંદર જોવાની રીત** આવડી જાય છે અને પછી આખા સંસાર વિસ્તારનો પ્રપંચ સમજાતો જાય છે, પરભાવની પરિસ્થિતિ ઓળખાય છે અને પછી જે મોજ આવે છે તે લખવાના શબ્દો નથી, બતાવવાનાં ચિહ્નો નથી, સમજાવવાનાં પ્રસંગો નથી. પણ એ તો આંતર રાજ્યના વિલાસો છે. '**ખોજી હોય સો પાવે**' એટલે એ અગમ્ય નથી, પણ એની ખોજ જોઇએ, એ માટે તમન્ના જોઇએ, એની તાલાવેલી લાગવી જોઇએ. આ ધર્મ કૌશલ્યનું કેંદ્ર છે.

---

अध्यात्मशास्त्रसम्भूतसन्तोषसुखशालिनः । गणयन्ति न राजानं न श्रीदं नापि वासवम् ॥

**શ્રી યશોવિજય ઉપાધ્યાય.**

**આશા—Hope.**

**જો તને સુખની, ધર્મની કે મુક્તિ સામ્રાજ્યની ખેવના હોય તો પારકાની વમેલી ચીજોમાંથી માત્ર એક આશાને વશ કર.**

આ જીવનમાં પારકાની બક્ષીસો તરફ તું નજર રાખે છે. કોઇએ તજેલ, ખોયેલ કે તને સોંપેલ ચીજો મળે ત્યારે તેમાં તું રાજી થાય છે, પારકાની ફેંકી દીધેલ વસ્તુ તને મફતમાં મળી જતી હોય તેના તરફ તારી સ્પૃહા રહે છે, પણ જો તને ખરા સુખની, સાચા ધર્મની કે સર્વ સંયોગથી મુક્તિ મેળવવાની ઇચ્છા હોય, તને એમાંની કોઈ પણ ચીજ માટે સાચી લગની લાગી હોય તો **પારકાની આશા પરનો તારો તાંતણો તોડી નાખ,** પરવસ્તુ કે પરવ્યક્તિની આશાના દોરને કાપી નાખ અને પછી તને સર્વ સંયોગોમાં ખૂબ મજા આવશે, તારા જીવન પરનો બોજો હલકો થઇ જશે, તારી માનસિક પરિસ્થિતિમાં મોટો પલટો આવી જશે અને તારા સંસાર ચકરાવાની પરિધિ નાની થઇ જતી તને પોતાને દેખાશે.

**અને આશાના પાશમાં બંધાયલા પ્રાણીઓ** કેવા કેવા ચેનચાળા કરે છે! કેવાં ધાંધલો અને હલ્લામણો કરે છે? કેવા ઘટતા અણઘટતા દોડા અને આંટા કરે છે? આશાના પાશમાં બંધાયલો પ્રાણી મોટાની ખુશામત કરે, રાજા મહારાજાની હામાંહા મેળવે, શેઠ સોદાગરના અણઘટતા હુકમોનો અમલ કરે અને અનેક ન કરવાનાં કામ કરે. અહીંથી મળશે, ત્યાંથી મળશે, પણેથી મળશે એવી આશામાં એ દોડાદોડ અને તગડાતગડી કરે અને રાતદિવસ મોડું વહેલું ન જોતાં ખેંચાયા જ કરે, ખેંચ્યા જ કરે, પડ્યો બોલ સાચાખોટાની તુલના કર્યા વગર ઉપાડી લે અને લાંબોલહ થઈ જાય. કૂતરાને રોટલી બતાવી ટગાવવામાં આવે તે પ્રકારે આશાના દોરે લટકાયલો માણસ આશામાં ને આશામાં તણાતો જાય, એના વેંમાં તણાતો ખેંચાતો જાય અને પકડાયલી માછલી પેઠે તડફડતો જાય, છતાં ઉપરથી એક બે ટીપાં જરૂર પડશે એ આશામાં એ મધુબિંદુના દૃષ્ટાંતમાં લટકતા માણસની પેઠે બરાબર વર્તે અને કાંઇક મળશે, થોડું પણ મળશે એ આશામાં અધમનાં પડખાં સેવે, અયાગ્યનાં મોઢાં બોલાવે, નીચની ઉપાસના કરે, ચારિત્રમાં અતિ હીન થઇ ગયેલાને પસવારે અને વિવેકવાનને વિચિત્ર લાગે તેવું વર્તન કરે.

**માટે આશાને સર્વ દોષની પ્રાથમિક ભૂમિકા** ગણી છે. આખો સંસાર આશા ઉપર રચાયલો છે. મનુષ્ય ભવમાં તો આશા ખૂબ જ ભાગ ભજવે છે. વેપારીને, વૈદ્યને, વકીલને અને દરેક ધંધાદારીને આશા ઘરાક પર હોય છે તો દાસ દાસી નોકર કે અમલદારને ઉપરી અધિકારીની આશા હોય છે. તે પ્રમાણે નિશાળથી માંડીને ગમે ત્યાં જવું થાય કે ગમે તે સંયોગો કલ્પાય, તેમાં આશાના અંશો જરૂર તરી આવશે. આ આશા છૂટી એટલે અર્ધ સંસાર છૂટી ગયો સમજવો. ખરૂં સામ્રાજ્ય સ્વરાજ્ય કે સ્વાતંત્ર્ય મેળવવા માટે આશા દાસીના **પાશમાંથી મુક્તિ મેળવવાની આવશ્યકતા છે.** આશાને મહાન લેખકોએ રાક્ષસી કહી છે, સર્પણી કહી છે, મદિરા કહી છે, વિષમંજરી કહી છે, વીફરેલી વાઘણ કહી છે અને એને અનેક અધમ ઉપનામોએ સંબોધી છે એમાં જરા પણ અતિશયોક્તિ નથી. એ વાત આશાને, આશાના તંતુને, આશાના પાશને બરાબર સમજવામાં આવે તો બરાબર સમજાઇ જાય તેવી છે. આશામાં તણાયલો પ્રાણી એવા જોખમો ખેડે છે, એવી ભૂલો સહન કરે છે, એવા મહેણાંટોણાં સાંભળે છે અને પોતાની જાતને એટલી નીચી ઉતારી પાડે છે કે એને માટે ગમે તે શબ્દ વપરાય તે યોગ્ય છે. તે જાતે ઘણી મીઠી છે, મોહક છે, ઘેન ચઢાવનાર છે, જાતને ભૂલાવનાર છે અને ઘણી અદૃશ્ય રીતે અંદરખાનેથી કામ કરનાર છે.

**આવી આશાને વશ કરી,** એટલે પછી રસ્તો સાફ થઇ જાય છે, પછી પ્રગતિ કૂદકે અને ભૂસકે થતી જાય છે, પછી આળપંપાળ મટી જાય છે, પછી પારકી દયા પરના જીવનનો છેડો આવી જાય છે અને મનમાં એક એવી જાતની ખુમારી આવી જાય છે કે જેમાં અભિમાનનો અંશ ન હોવા છતાં પ્રાણી પ્રવાહથી અલગ થઇ જાય છે. **ધર્મ કૌશલ્ય** પ્રાપ્ત કરવાની તમન્નાવાળાએ આ જગતને સંમોહિત કરનારી આશા પર વિજય મેળવવાનો અને તેને સ્વવશ કરવાનો આદર્શ રાખવો ખાસ જરૂરી છે. એમાં એની ગુંચવણોનું નિરાકરણ છે અને અખંડ સામ્રાજ્યનું સમીકરણ છે.

---

यदीच्छसि सुखं धर्मं मुक्तिसाम्राज्यमेव च। तदापरपरीहारादेकामाशां वशीकुरु ॥

**ફલવંચકતા–Fruitlessness.**

**મુનિઓએ કર્યાં તે જ સઘળાં કામો–કર્મો કર્યાં પણ ફળમાં વંચના થઇ–રખડી પડયાં.**

ભર્તૃહરિએ વૈરાગ્યશતકમાં ઉપરનો અર્થાંતરન્યાસ કરીને તેની તેની ઉપર કેવાં કર્મો કર્યાં તેના થોડાં નામો આપ્યાં છે અને પછી બતાવ્યું છે કે મુનિ કરે છે તેવાં કામો કર્યાં, પણ આપણને તો ધર દી ને ધર દહાડાં રહ્યાં છે. આપણે ત્યાગી, સંન્યાસી, વૈરાગી, મુનિનાં કામો તપાસીએ અને આપણાં પોતાનાં જોઇએ, તો તેમાંનું એક પણ કામ આપણે ઓછું કરતાં નથી એ તુરત જણાઇ આવશે અને છતાં આપણે તો જ્યાંનાં ત્યાં જ છીએ. જુઓ, મુનિ કે ત્યાગી **ક્ષમા** ધારણ કરે છે, આપણે પણ શેઠીઆના મિજાજ, ઉપરીના હુકમો અને અજ્ઞાનીનાં મહેણાં ખમી ખાઇએ છીએ. મુનિ **તપ** કરી શરીર સૂકવે છે; આપણને કામમાં મોડું થઇ જાય, રસોયો નાસી જાય, બૈરીને અડચણ હોય તો અનેક વાર ભૂખ્યા રહીએ છીએ, અધૂરા રહીએ છીએ, શુકરવારિયા ચણા કે ગાંડીઆનો આશ્રય લઇ ચલાવી લઇએ છીએ. વૈરાગી મુનિ **પગે ચાલે** છે, આપણે પણ આખો દિવસ પગો ઘસતાં કે પગને ઘસડતાં ચાલીએ છીએ. મુનિ પોતાના **પરિગ્રહનો ત્યાગ** કરે છે, આપણે પણ દેવું દેવામાં, નાદારી પતાવવામાં કે ટાંચ લાગે ત્યારે પૂર્ણ ત્યાગ કરીએ છીએ. મુનિ **શીત** ઉષ્ણ આદિ અનેક પરીષહો સહન કરે છે, આપણે પણ ખરે બપોરે છત્રી વગર આંટા મારી સૂર્યદેવની આતાપના લઇએ છીએ કે શિયાળામાં ઠંડીના સુસવાટા કરતાં તાપણી પાસે હાથ ધરીએ છીએ. મુનિ પોતાના ઉપાસ્ય દેવ કે આદર્શનું **ધ્યાન** કરે છે, આપણે પણ આપણા ઉપાસ્ય દેવ ધન–વિત્તનું ધ્યાન કરીએ છીએ. મુનિ મર્યાદિત **કપડાં** રાખે છે, આપણે પણ બે પાંચ ધોતિયાં કે પાંચ સાત પહેરણ રાખીએ છીએ. મુનિ ભાતપાણીનો **આહાર** કરે છે, આપણે પણ રોટલી દાળભાતનો આહાર કરીએ છીએ. મુનિ ભાઇભાંડુનો **સંબંધ** છોડી દે છે. આપણે પણ ભાઇભાંડુ સાથે ફારગતી કરી ગોળાનાં પાણી સુદ્ધાં હરામ કરીએ છીએ. મુનિ એષણીય **આહાર** લે છે, આપણે પણ ખાવા યોગ્ય આહારનો જ ઉપયોગ કરીએ છીએ. મુનિ **બ્રહ્મચર્ય** પાળે છે, આપણે પણ સ્ત્રી પરદેશ જાય, તેની સાથે અબોલાં થાય કે વાંધો પડે ત્યારે અશ્વ બ્રહ્મચર્ય પાળીએ છીએ. ત્યારે આપણાં કર્મોમાં અને મુનિનાં કર્મોમાં ફેર શો ? એ કરે છે તે જ બધું આપણે કરીએ છીએ.

ભૂખમાં અને સહન કરવામાં, રખડપાટામાં અને બોલીચાલીમાં આપણે પણ અનેક પ્રકારે મુનિ જેવાં જ હોઇએ છીએ. મુનિ **વાણીનો સંયમ** રાખે તો આપણે મહાજનમાં, સભામાં, સમાજમાં ચૂપ થઇ બેસી જઇએ છીએ. મુનિ **જોઇને ચાલે** તેમ આપણે પણ ખાડાખડિયા સંભાળી પગ મૂકીએ છીએ. મુનિ એક ગામથી બીજે **જાય** તેમ આપણે પણ સામાન લઇ બહારગામ જઇએ છીએ. મુનિ હાલે, ચાલે, ખેલે, જંગલ જાય, તે સર્વ આપણે પણ કરીએ છીએ. મુનિ **વહેલાં ઊઠે** તેમ આપણે પણ રેલ્વે, બસ કે ટ્રામ પકડવા ઘણીવાર વહેલા ઊઠીએ છીએ. મુનિ ચોળપટ્ટો કે કૌપીન **પહેરે** તો આપણે ધોતિયું કે સાડી પહેરીએ છીએ. ત્યારે આમાં વાંધો ક્યાં આવ્યો ? અને ફેર શો રહ્યો ? મુનિ કોઇ કામ એવું નથી કરતાં જે આપણે એક યા બીજા આકારમાં નહિ કરતા હોઇએ.

અને છતાં ફળની નજરે જોઇએ તો આપણો ને એનો મેળ જ ન ખાય. સમાન ક્રિયા બાહ્ય નજરે અનેક બાબતમાં એક **સરખી** હોવા છતાં આપણાં **આશયભેદને** લઇને આપણે સંસાર વધારીએ છીએ, ત્યારે એ સંસારને ઘટાડી આત્મવિકાસ કરતાં જાય છે. આપણે ધન, માલ, હવેલી, ગાડી, વાડીમાં રત થઇએ છીએ ત્યારે એ વસ્તુને આત્મવિકાસનું સાધન ગણી તેનો તે માર્ગે ઉપયોગ કરે છે. આપણી ભૂખમાં, ક્ષમામાં, સહનશીલતામાં, રખડપટ્ટીમાં અને ઉપર ગણાવેલી સર્વ પ્રવૃત્તિમાં આપણો આશય પૌદ્ગલિક હોય છે, સાંસારિક હોય છે, પરભાવનો હોય છે. એટલે આપણી એકે વાત જામતી નથી, ચોંટતી નથી, સ્થિર થતી નથી, લાંબી રાશી લાભ કરાવનાર થતી નથી; ત્યારે એમની દરેક પ્રવૃત્તિ પાછળ સ્વભાવ તરફ રમણ હોઇ, વસ્તુ કે ક્રિયાનો ઉપયોગ સાધન તરીકે માત્ર લાભ લેવા પૂરતો જ હોઇ એની અને આપણી ફળપ્રાપ્તિમાં જમીન આસમાનનો ફેર પડે છે. આશય ફરી જાય, દિશા બદલાઇ જાય, સુકાન પર કાબૂ આવી જાય, તો આપણે પણ તુરત કક્ષા બદલી શકીએ. આશય બદલવાની જરૂર છે. બાહ્યમાં મુંઝાવા જેવું નથી. આ જીવ પોતે મુનિ મહંત થઇ શકે છે. આશય બદલો, ઉદ્દેશ બદલો.

મૌક્તિક.

---

तत्तत्कर्म कृतं यदेव मुनिभिस्तैस्तैः फलैर्वञ्चिताः ॥ ભર્તૃહરિ ચતુર્થપાદ.

# જ્ઞાન ગીતા શતક.

( ગતાંક પૃષ્ઠ ૧૭૮ થી શરૂ )

જગતમાં વિચિત્રતા, આતમની પવિત્રતા, દૃષ્ટિમાં ન દરિદ્રતા, સઘળું દેખાય છે.
દ્રવ્ય ગુણ પરયાય, છ એ દ્રવ્ય ધરતાય, વિચિત્રતા પરખાય, ભ્રમ નહીં થાય છે.
પૂદ્ગલ પરમાણું, દ્રવ્ય વસ્તુનાં છે અણુ, જ્ઞાનીને દેખાય ઘણું, તેથી ન મોહાય છે,
જગત કે દ્રવ્યતણો, કરતા ન કોઇ ગણો, અનાદિ અનંત જાણો, પર્યાયો પલટાય છે. ૩૭
અધ્યાતમ રસ ચાખી, નિશ્ચયનું લક્ષ રાખી, આતમાની ગ્રહી સાખી, વ્યવહારે વર્તીએ,
કરમને વશ જીવ, રાચે મોહમાં સદીવ, ભરમથી ભૂલી જીવ, અજીવ ન ગ્રહીએ.
પરમાત્મા જિન રૂપ, એજ છે તારૂં સ્વરૂપ, બહિરાતમ ત્યાગી ભૂપ, અંતરાત્મ જઇએ,
વિષય કષાય આદિ, મોહ રાજાતણી ગાદી, કુમતિ બની છે દાદી, તેનો સંગ તજીએ. ૩૮
સુમતિ શિયળવંતી, સદાય સૌભાગ્યવંતી, હોય જ્યાં એ ગુણવંતી, સુખી તે જણાય છે,
હોય કુલટા કુમતિ, થાય તેનો જેહ પતિ, કરતી મલિન મતિ, દુઃખી બહુ થાય છે,
સુમતિનો સંગ કરો, તેની પર પ્રીત ધરો, કુમતિને દૂર કરો, શાંતિ તો પમાય છે,
સુમતિનું સગપણ, દૂધમાંહી ગળપણ, આવે નહિં ઘડપણ, આનંદ છવાય છે. ૩૯
ચાહે રહો સંસારમાં, ચાહે તો વનવાસમાં, પણ જેહ આતમામાં, વસે તે વખાણીએ,
ધરમનું ધરી અંગ, કરમને કરો તંગ, નાટકના ત્યાગી રંગ, આતમ પિછાણીએ;
આતમ વસંત બાગ, ફરવા મળ્યો છે લાગ, લે છે ભલી ભાત ભાગ, સુખી તેને ગણીએ,
અગમ્ય અગોચર છે, અનુભવગોચર છે, પરભાવથી પર છે, ભલીભાતે જાણીએ. ૪૦
અમનસ્ક યોગ કરી, આસકિતને દૂર કરી; નિર્વિકલ્પ ધ્યાન ધરી, અનુભવ લઇએ.
શુદ્ધ ચિદ્રૂપ હું છું, પરભાવ રહિત છું; સ્વભાવ સહિત હું છું, એવો ભાવ ગ્રહીએ.
જ્ઞાન છે સ્વરૂપ મારૂં, પરદ્રવ્યથી તે ન્યારૂં; મારૂં રૂપ મને પ્યારૂં, સ્વભાવમાં ઠરીએ.
સ્થિર થતાં ચિત્ત ધ્યાન, પ્રગટશે આત્મભાન; ચેતના મધુર ગાન, ચેતનજી સુણીએ. ૪૧
વૃત્તિઓ વિદાય થાય, શાંતિ ચિત્તમાં સ્થપાય; આનંદી આતમરાય, આરામ તે પામતો.
પરની પ્રવૃત્તિમાંય, વૃત્તિઓ કરે ચડાય; રાગ દ્વેષની લડાય, જંગ ત્યાં તો જામતો.
જોવે અને જાણે બધું, પીડામાં પડે ન વધુ; શાંત સુધારસ મધુ, રસાયણ ચાખતો.
જ્ઞાન અને દૃષ્ટાપણું, જોવું અને જાણપણું; સ્વભાવ એ નિજગણું, એમાં ચિત્ત રાખતો. ૪૨
અનુભવી અનુભવ, જાણી શકે અન્ય નવ; આ ભવ કે પરભવ, પોતાથી જણાય છે.
સુખ દુઃખ જેહ સહે, અનુભવ તેહ લહે; ઉપચારે બધું કહે, જે અનુભવાય છે.
કેદમાં જે હોય કેદી, છૂટે તેહ કદી જે દી; યાતના શું તેણે વેદી, તેને સમજાય છે.
વિષયી વિષય સેવે, સુખ અનુભવ લેવે; ઉપમા ન અનુભવે, આપી એ શકાય છે. ૪૩
ધ્યાનતણું સ્વયં સુખ, લાગે જેને જ્ઞાન ભૂખ; તેહ સમતાની કૂખ, લેવા લલચાય છે.
જેને નહિં ગમે દુઃખ, તેહ ધરે ધ્યાન મુખ; સ્વાનુભવ રૂપ સુખ, પોતાથી પમાય છે.
ધ્યાન સુખ લેવું હોય, એકાંતે વસવું જોય; ઉપસર્ગ થાય તોય, ડગી ન જવાય છે.
ઉપસર્ગ થાય જ્યારે, કરમ ખપે છે ત્યારે; સમભાવ ધરી પ્યારે, ધ્યાનને સધાય છે. ૪૪

રચયિતા—અમરચંદ માવજી શાહ.

## શ્રી સંઘપતિ ચરિત્ર માટે "અભિપ્રાય"

શ્રીજૈન આત્માનંદ સભાના સેક્રેટરી સાહેબો ભાવનગર

શ્રી સંઘપતિ ચરિત્રની બુકો મલી ગયેલ છે. પુસ્તક ઘણુંજ સુંદર રીતે બનેલ હોઈ ધર્મપ્રેમી આત્માઓ સારો લાભ લેશે.

જે તકલીફથી આ પુસ્તક તૈયાર કરવામાં આવેલ છે તે માટે હું આભારી છું. કામકાજ લખશો.

લી૦ શુભેચ્છક
**જીવતલાલ**ના પ્રણામ

**નોટ**-ઉપરોકત પ્રમાણે આ ગ્રંથમાં આર્થિક સહાય આપનાર રાવબહાદુર **શેઠ સાહેબ જીવતલાલભાઇ પ્રતાપશી** ઉપર પ્રમાણે તેનો જે સુંદર સત્કાર કરી અભિપ્રાય આપ્યો છે, તે માટે આ સભા પોતાનો આનંદ વ્યકત કરે છે અને આ સભા પ્રમાણિકપણે જ્ઞાનભકિત માટે સહાય-ભેટ આપનાર ધર્મપ્રેમી બંધુઓને સંતોષ આપવા તેમજ સભાના દરેક સેવાના કાર્યોમાં તે રીતેજ પ્રમાણિકપણે ફરજ અદા કરવા માગે છે.

સેક્રેટરીઓ
**શ્રી જૈન આત્માનંદ સભા ભાવનગર.**

# વર્તમાન સમાચાર

## સત્કાર-સમારંભ.

કુમારી ધૈર્યબાળા છગનલાલ એમ. એ. માં અર્થશાસ્ત્રના વિષયમાં ઊંચ નંબરે પાસ થતાં તેમને અભિનંદન આપવાનો એક મેળાવડો આ સભા તરફથી પ્ર. શ્રા. શુ. ૩ રવિવારે બપોરના શ્રી ભોગીલાલ લેકચર હોલમાં માસ્તર મીલના જનરલ મેનેજર **શ્રીયુત રમણિકલાલ** ભોગીલાલભાઇના પ્રમુખસ્થાને થયેલ જે વખતે પ્રો. ભરૂચા સાહેબ, ધારાસભાના સે. છબીલદાસભાઇ, શ્રીયુત રણછોડભાઇ ગાંધી વિગેરે જૈન જૈનેતર આગેવાનોની હાજરી સારા પ્રમાણમાં હતી. શરૂઆતમાં સભાના સે. શ્રી **જાદવજી** ઝવેરભાઇએ આમંત્રણ પત્રિકા વાંચ્યાબાદ સે. શ્રી **વિઠ્ઠલદાસ** મૂળચંદ શાહ B. A. એ પ્રમુખસ્થાન માટે દરખાસ્ત મૂકી હતી. તેને સભાની ટ્રેઝરર શેઠ અમૃતલાલ છગનલાલભાઈએ ટેકો આપેલ. **ત્યાર બાદ સભાના મુખ્ય સેક્રેટરી શ્રીયુત વલ્લભદાસભાઇ** ત્રિભોવનદાસ ગાંધીએ જણાવ્યું કે-સભા તરફથી ઘણા મેળાવડા થાય છે પણ આજના મેળાવડામાં બ્હેનોની હાજરી હોઇ એ વિશિષ્ટતા છે. પ્રમુખશ્રી રમણીકલાલભાઇ લક્ષ્મીપતિ, કુ. ધૈર્યબાળા કેળવણીપ્રેમી અને આ સભા સાહિત્યરસિક છે આ રીતે ત્રિવેણી સંગમનો આજે સુયોગ થયો છે.

આજના મેળાવડાના પ્રમુખ શ્રી શેઠ સાહેબ **રમણિકલાલભાઈ**ને સ્વયં ઓળખાવ્યા સિવાય હું રહી શકતો નથી. તેમના પૂજ્ય પિતાશ્રી ભોગીલાલભાઇ નિવૃત થયા બાદ માત્ર બે ત્રણ વર્ષમાં તો રમણિકલાલભાઈ એક ખરેખરા ઉદ્યોગપતિ થયા છે. બે મીલોનું કાર્ય શેઠ સાહેબ ભોગીલાલભાઇ કરતાં ઘણાં થોડા વર્ષમાં સંભાળી લઇ, ઉદ્યોગપતિ તરીકે પ્રશંસાપાત્ર બની નામના મેળવી છે. તેઓની આકૃતિ તેઓના ગુણોને બતાવે છે. "શ્રાદ્ધગુણવિવરણ" ગ્રંથ જેમાં જૈન શ્રાવકોના ગુણના વર્ણનોમાં **आकृति गुणान् कथयति** એવું એક સૂત્ર છે. આકૃતિ ગુણને બતાવે છે તે સત્ય છે. તે રીતે શેઠ રમણિકલાલભાઈમાં સૌમ્યતા, સૌજન્યતા, સૌંદર્યતા અને ઉદારતા એ ગુણોનું સરખું મિલન છે. માયાળુ સ્વભાવ, સરલતા અને શાંતતા વાણીમાં છે. અને કદાચ શેઠ સાહેબ ભોગીલાલભાઇ કરતાં પણ વધી જાય ! વળી તેઓ કુળદીપક છે તે આપ સર્વ આ બધું જોઇ શકો છો.

હવે આપ સર્વેને સભાના ઉદ્દેશો શું છે તે સંક્ષિપ્તમાં કહીશ. આ સભાના ત્રણ ઉદ્દેશો દેવગુરુભક્તિ, સાહિત્યપ્રકાશન પ્રચાર અને ઉદારતાપૂર્વક ભેટ, સાહિત્ય સેવક, ધર્મવીર, દાનવીર, કે ઉચ્ચ

કેળવણી પ્રાપ્ત કરેલ બ્હેન કે બંધુઓ વગેરેનો યોગ્ય સત્કાર કરવો એ છે. આવા સત્કાર સમારંભો તે ઉદ્દેશ પ્રમાણે આ સભા તરફથી યથાજ કરે છે.

કુ. ધૈર્યબાળા જ્યારે મેટ્રિક તેમજ બી. એ. માં પાસ થયા ત્યારે સભાની ઇચ્છા મેળાવડો કરી અભિનંદન આપવાની હતી પરંતુ તે સમયે તેમણે ના પાડેલ જેથી લિખિત મોકલેલ. આજે ઘણાજ આગ્રહ બાદ મેળાવડો કરી શકયા છીએ. ધૈર્યબાળા પહેલેથી જ તેજસ્વી વિદ્યાર્થીની છે. હવે તેઓ પી. એચ. ડીની ડીગ્રી પ્રાપ્ત કરવા ભાગ્યશાળી બને અને પોતે મેળવેલી કેળવણીનો સમાજની બ્હેનો તેમજ બાળાઓને શિક્ષિત કરવા અંગે ઉપયોગ કરે એમ ભલામણ કરું છું.

જૈન શાસ્ત્રકારોએ સ્ત્રીની સમાનતા સ્વીકારી છે અને સ્ત્રી કેળવણીને જૈન ઇતિહાસ સાહિત્યમાં પણ મુખ્ય સ્થાન આપેલ છે, કારણ કે શાસ્ત્રોમાં પુરુષની જેમ સ્ત્રીઓ પણ મોક્ષ પામી શકે છે, આજે દેશમાં સ્ત્રીની સમાનતા અને કેળવણીની જરૂરિયાતનો જ્યારે નાદ સંભળાય છે ત્યાં અમારી જૈન સમાજમાં કેટલીક સંસ્થાઓ સ્ત્રીઓને તેમાં પ્રવેશવાની પણ ના પાડે છે આ સભાએ સ્ત્રી સમાનતાનું ધોરણ સ્વીકારી આ સભામાં બ્હેનોને સભ્ય તરીકે દાખલ કરેલ છે. એમ. એ. બી. એ. થયેલ બ્હેનો સભ્ય છે, અને માનવંતા પ્રમુખશ્રીના પૂજ્ય માતુશ્રી અને ધર્મપત્ની પણ સભ્ય છે વગેરેથી જ અમારી સમાજની કોઇ બ્હેન ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરે, ઉત્તીર્ણ થાય તેનો પણ સત્કાર યોગ્ય રીતે કરવો તે ઉદ્દેશને અનુસરી આજનો સત્કાર સમારંભ યોજ્યો છે.

ધૈર્યબાળા એમ. એ થયેલા છે એટલે સાહિત્ય વિષય પણ સમજી શકે તેથી સંક્ષિપ્તમાં સાહિત્ય પ્રકાશન સંબંધી કહેવું તે અસ્થાને નથી. આ સભા તરફથી હાલમાં ઉચ્ચ કોટીના સાહિત્યના ગ્રંથો શ્રી વસુદેવ હિંડી, સંઘપતિ ચરિત્ર વગેરે જૈન ઐતિહાસિક સાહિત્યના તેમજ બીજા આ સભાએ પ્રાકૃત-સંસ્કૃત મૂળ અને અનુવાદોના વિવિધ સાહિત્યના સુમારે બશેંહ ગ્રંથોનું પ્રકાશન કર્યું હતું. છેવટે ધૈર્યબાળા બ્હેનને જૈન સમાજની બ્હેનો તેમની જેમ ઉચ્ચ કેળવણી પ્રાપ્ત કરે, સંસ્કારી બને તે રીતે સમાજ-સેવા કરવાની જે તક આપને સાંપડી છે તે સેવા કરી ફરજ અદા કરે તેમ જણાવી પછી ધૈર્યબાળા બ્હેનનું દીર્ઘાયુ ઇચ્છી પોતાનું વક્તવ્ય પૂર્ણ કર્યું હતું.

બાદ શ્રીયુત **ભીમજીભાઈ** સુશીલે જણાવ્યું કે-સ્ત્રી કેળવણીનો સાચો ખ્યાલ તમને અત્યારે નહીં આવે. ગુજરાતમાં સૌ પ્રથમ સ્ત્રીકેળવણીનો પ્રચાર થયો ત્યારે સ્વ. કાબરાજી સ્ત્રીબોધ નામનું માસિક બહાર પડતા, અને તેના પર મુદ્રાલેખ રાખતા—

કહે નેપોલિયન દેશને કરવા આબાદાન
સરસ રીતે તો એજ કે, દો માતાને જ્ઞાન.

તે વખતે રાષ્ટ્રિય જીવન જેવું જ કાંઇ નહોતું તો રાજકીય જીવન તો હોય જ શાનું ? પરિષદો ભરાતી અને બહુ બહુ તો સરકારી ખાતામાં અમને પણ નોકરી આપો તેવી બેહુંદી માગણીઓ થતી. તેવા સમયમાં સ્ત્રી કેળવણીનો પ્રચાર થયો અને તેના સામે વિરોધનાં વંટોળ ઊઠયા. વિરોધ ઊઠતાં તેટલું જ માત્ર નહિં પણ હાંસી પણ કરવામાં આવતી. આજે આટલાં વર્ષે યુગ પલટાયો છે અને આપણે સ્ત્રીકેળવણીના સન્માન કરવા જેવી સ્થિતિએ આવી પહોંચ્યાં છીએ

કુ ધૈર્યબાળા બ્હેને પણ આપણા સમાજમાં ઉચ્ચ શિક્ષણની પહેલ કરી છે. તેમને સફળતા મળે તેમ ઇચ્છું છું.

કેળવણી લેવી એ જરૂરીયાતની વસ્તુ છે. કેળવણીનો અંત નથી. તમે એમ ધારતા હશો કે ધૈર્યબાળા બ્હેન આટલી કેળવણી લીધી એટલે તેમના માટે અભ્યાસ કરવાનો નહિં રહેતો હોય. કેળવણીનો અંતજ નથી. મારી મતલબ એ છે કે કેળવણીને મર્યાદા નથી. હવે બ્હેન ધૈર્યબાળા પોતાના વિષયમાં સંપૂર્ણ સફળતા પ્રાપ્ત કરો તેવા મારા આશીર્વાદ છે.

બાદ શ્રી ચુનીલાલભાઇ શ્રી મહિલા વિદ્યાલયના હેડ માસ્તર તથા શ્રીમતી ગૌરીબ્હેને પ્રાસંગિક પ્રવચન કર્યાં બાદ કુમારી શ્રીમતી ધૈર્યબાળાએ પોતાના સન્માન સમારંભનો ઉત્તર આપતાં જણાવ્યું કે આજે તમે સૌએ મારૂં જે સન્માન કર્યું છે તે અત્યારે તો વધારે પડતું છે. ભવિષ્યમાં જે સેવાકાર્યની મારી પાસેથી અપેક્ષા રાખવામાં આવી છે તે યોગ્યતા અને શકિત માટે આગળથી જ પ્રશંસા કરીને એવો કર્ત્તવ્ય-ભાર મારી ઉપર મૂકવામાં આવ્યો છે કે જેથી હવે હું ઇચ્છું તો પણ એ કામમાંથી છૂટી ન શકું. સૌની સતત્ લાગણી, કદર અને અભિનંદન માટે આભાર માનું છું.

આજે આનંદનો દિવસ મનાવવો-એ મને યોગ્ય નથી લાગતું. જૈન સમાજને માટે આનંદનો દિવસ ત્યારે હશે જ્યારે ઘણી બધી બ્હેનો પોતાને અનુકૂળ એવા વિવિધ દેશોમાં વિકાસ કરીને સિદ્ધિઓ પ્રાપ્ત કરતી હશે, કે તેમને માટે આવા સમારંભો કરતાં થાકી જવાય. આજે આ પ્રકારનું સન્માન કરવું પડે છે એ તો જૈન સમાજમાં હજી શરૂઆત જ થાય છે તેનું ભાન કરાવે છે.

વળી એ માટે પણ જૈન સમાજ તરીકે ગૌરવ લઇ શકાય એવું સક્રિય કંઇજ પગલું જૈન સમાજે આજ સુધી લીધું નથી. એકાદ બે બ્હેનો આગળ વધી છે તે તો આ યુગના રાષ્ટ્રીય અને સામાજિક બળોનું પરિણામ છે. હું તો દૂર રહી છું પણ જે જૈન વિદ્યાર્થીનીઓ શહેરમાં વસે છે તેમને ઘણી ટીકાઓ સહન કરવી પડે છે. આ બધું બતાવે છે કે ગૌરવ લેવાનો દિવસ હજી દૂર છે.

પણ આ તો એક જૈન સંસ્થા છે. શ્રી આત્મારામજી મહારાજ જેવા સુધારક, કેળવણીપ્રિય મહાપુરુષના નામ સાથે સંકળાયેલી આ સંસ્થા છે તેથી તેની પાસે હું કંઇક સક્રિય કાર્ય આ દિશામાં થાય એવી આશા રાખું છું.

આ સંસ્થામાં બ્હેનો પણ લાઇફ મેમ્બર ને આજીવન સભાસદ છે એ જાણીને મને ઘણો આનંદ થાય છે. અહીં ભેદ નથી રાખ્યો. મને ખાસ વિચાર આવે છે કે આપણે સંસ્થાના સભ્યો ભાઇઓ અને બ્હેનોની એક સભા બોલાવીને વિચાર તો કરીએ કે જૈન સમાજની બહેનો અભ્યાસમાં આગળ નથી વધતી તેની પાછળ શું કારણો છે? પણ હું ઇચ્છું કે વહેલી તકે એ વિચાર માટે સભા બોલાવીએ અને તે વખતે જો સંસ્થાને મારો ખપ હોય તો હું આવીને જરૂર મારા વિચારો રજૂ કરીશ.

મોટા ભાગની જૈન બ્હેનો થોડું તો ભણે છે કારણ કે એટલું ભણતર એ નવી ફેશનનું ઘરેણું મનાયું છે જે ન હોય તો દીકરીઓની શોભામાં થોડી ઊણપ રહે. જૈન વેપારી પ્રજા છે, પૈસાદાર છે, ઘરેણાથી દીકરીઓને શણગારવામાં આવે છે અને આટલી કેળવણી આપે છે તે પણ એ જ દષ્ટિએ આપતા હોય છે.

વધુમાં વધુ મેટ્રિક આગળ તો હદ આવી જાય છે. પછી તરત એ બહેનો પરણતી હોય છે એવું નથી તો પછી કેમ અટકી જાય છે એ વિચારવાની જરૂર છે.

હું તો નથી માનતી પણ જો સમાજને લાગતું હોય કે આ કેળવણી નીતિ રહિત અને સંસ્કાર રહિત કરે છે, અથવા સ્ત્રીજાતિને યોગ્ય અભ્યાસક્રમ નથી અને નકામી વસ્તુઓ છે, તો જૈનોની નવા અભ્યાસક્રમવાળી એક જૈન સ્ત્રી યુનિવર્સિટી કેમ ન હોય! ખોટી દલીલો કરવાનું બંધ કરવું જોઇએ. શ્રી કર્વેને જ્યારે ખામી લાગી ત્યારે તેણે તેના સામાજિક આદર્શ પ્રમાણે સ્ત્રી શિક્ષણ માટે નવી વિદ્યાપીઠ કરી, તો જૈનોને એવું પણ નથી સૂઝતું. વિદ્યા અને જ્ઞાન માટે જો સાચે જ પ્રીતિ હોય, એક દષ્ટિ અને યોજના હોય તો જૈન સંસ્થાને પૈસાની ખોટ નહિ જ પડે. જૈનોએ મુન્શીજીની સંસ્થાઓ માટે પૈસા આપ્યા છે તો આપણને ન મળે?

શ્રી આત્મારામજી મહારાજે પંજાબ અને મારવાડમાં જ્યાં ગામડાઓમાં ગુરૂભકિત ન હતી, જ્યાં દેવમંદિરોની સગવડ ન હતી ત્યાં ખૂબ પરિશ્રમ

લઇને એકલે હાથે પંજાબ અને મારવાડમાં દેવ-ગુરૂની ભકિત માટે સગવડ ઊભી કરી. કાઠિયાવાડમાં દેરમંદિરો પુરતાં છે. હવે તો સરસ્વતી મંદિરો કરીએ.

મહાવીરસ્વામીએ તો ક્રાંતિકારી ધર્મ પ્રવર્તાવ્યો છે, આત્મારામજી મહારાજ એવાજ ક્રાંતિકારી અનુયાયી હતા. આપણે તેમની એ દૃષ્ટિને અનુસરવાનું છે.

અન્ય ધર્મીઓ પાસે પશ્ચિમની રીતે દલીલો કરીને સ્ત્રીની સ્થિતિ વિષે કે કેળવણી વિષે સમજાવવું પડે. જૈન ધર્મમાં તો ઠેર ઠેર સ્ત્રી પુરૂષને સમાન શકિતવાળા ગણાવ્યા છે કશો ભેદ કે પ્રતિબંધ નથી. કેવળજ્ઞાન અને મોક્ષ પણ પ્રાપ્ત સ્ત્રીઓને થઇ શકે છે. આપણા એક તીર્થંકર તો સ્ત્રી છે. અહીંયા જૈન પ્રાકૃત અને સંસ્કૃત ગ્રંથોના જાણકાર અભ્યાસીઓ છે તેમને આ સમજવામાં વિલંબ ન થવો જોઇએ.

જૈન દૃષ્ટિની આ વિશિષ્ટતાને લીધે જૈનોમાં નવી પેઢી અને જૂની પેઢી વચ્ચે આ બાબતમા એકરાગતા શકય છે, જૈન સંસ્થા આ કાર્ય માટે સૌથી વધારે યોગ્ય છે.

આ સંસ્થા સંકુચિત જ્ઞાતિસંસ્થા નથી. વિશા શ્રીમાળી જ્ઞાતિમાંથી જ અથવા શ્વે. મૂર્તિપૂજક જૈન જ એના સભ્ય હોય એવું નથી ગમે તે જ્ઞાતિનો માણસ હોય અને જૈનના ગમે તે ફિરકાનો હોય તો પણ એક જૈન દૃષ્ટિનાં અનુયાયી તરીકે અહિ સૌ જોડાય છે એ દૃષ્ટિ બહુજ ઉદાર અને સુધારક છે. પછી ભલે તે અત્યારે ભૂલાઇ ગઇ હોય. એ દૃષ્ટિને ધ્યાનમાં રાખીને જ મેં આજે સન્માન સ્વીકાર્યું છે અને આ સંસ્થામાં મારી સેવા આપવાની તૈયારી બતાવી છે.

એવી સંસ્થા પાસે હું આશા રાખું છું કે એ સ્ત્રી-કેળવણીનું સન્માન કરવાની ભૂમિકાથી આગળ વધે અને એ સ્ત્રી કેળવણીને અપનાવે. એ માત્ર સમાજસુધારકનું કાર્ય જ નહિં પણ જૈન દૃષ્ટિની વિશાળતા વ્યકત કરવાનું કાર્ય છે એટલું બોલી આભાર માન્યો હતો.



બાદ સભાપતિ શ્રી રમણિકલાલભાઇ ભોગીલાલ શેઠે કહ્યું કે—આજની સભાનું પ્રમુખસ્થાન કોઇ પ્રૌઢ વિદ્વાનને અપાયું હોત તો વધુ ઉચિત ગણાત. મારી આટલી નાની વયમાં સભાપતિ તરીકેની જવાબદારી નાંખી તે માટે હું આપનો ઋણી છું. આવી યુવાન, વિદ્વાન સન્નારીનું સન્માન થાય તેવા પ્રસંગે હું આ સ્થાને હોવાથી મારા અહોભાગ્ય માનું છું.

કુ. ધૈર્યબાળા મેટ્રિકની પરીક્ષામાં ભાવનગર સેન્ટરમાં સૌથી પ્રથમ આવતા જસવંતસિંહજી સ્કોલરશીપ તેમને મળી હતી તેમજ તેમની કોલેજની કારકીર્દિમાં F. Y. Arts થી B. A. સુધીમાં હમેશાં પ્રથમ વર્ગમાંજ ઉત્તીર્ણ થયા છે. બાદ તેઓ કોલેજમા ફેલો તરીકે નીમાયા હતા. M. A. ની છેલ્લી પરીક્ષામાં અર્થ શાસ્ત્ર જેવા ગહન અને અટપટો વિષય લઇને પોતાના ગ્રુપમાં તેઓ બીજા વર્ગમાં પહેલા આવ્યા છે. એ વધારે ગૌરવની વાત છે. ભાવનગર શામળદાસ કોલેજના ૬૦ વર્ષના ઇતિહાસમાં ભાવનગરના વનની અને કોલેજના

વિદ્યાર્થીની કુ. ધૈર્યબાળા અર્થશાસ્ત્રના અધ્યાપક તરીકે નીમાયા છે તે બદલ ધન્યવાદ આપું છું અને આ માટે આપણે સૌએ ગર્વ થવા જેવું છે.

કુ. ધૈર્યબાલાનો મને સીધો પરિચય નથી, પરંતુ મારા મિત્રો, તથા અન્ય કેટલાક વડિલો, જે એમના અભ્યાસમાં તથા ભવિષ્યમાં રસ લઇ રહ્યા છે તેમની વાતો પરથી મારા જાણવામાં આવ્યું છે કે, એમનું વિદ્યાર્થી જીવન, ઘણું સાદું, સરલ અને એકધારૂં વહ્યું છે. એમની અભ્યાસ માટેની ધગશ, ખરેખર પ્રશંસાપાત્ર છે. આજની ઊંચી કેળવણીની તથા સહશિક્ષણની પ્રધાની એક પણ ક્ષતિ, તેમને અડી શકી નથી. કોલેજની તથા ઇતર પ્રવૃત્તિઓમાં એ પોતાના ચારિત્રબળથી, અનોખી ભાત પાડતાં આવ્યાં છે. એમની નમ્રતા તથા સૌજન્ય, એમના ટૂંક પરિચયમાં આવનાર કોઇપણ વ્યક્તિને, માન ઉપજાવ્યા વિના રહે તેમ નથી. એમનો વિવેક, સંસ્કારિતા અને સુશીલતા કોઇનું સહેજે પણ ધ્યાન ખેંચે તેવા છે. દરેકનો સાથ સરખો જ હોય તો પ્રાણ આપી શકે તેવા પણ તેઓજ બની શકે તેમ છે પણ તે બધુંજ સંગઠનબળ–ઐક્યતા, પરસ્પરનાં સુંદર વાતાવરણોમાં હર્ષ અને ઊંડેઊંડે ધાર્મિક પ્રવૃત્તિઓ પ્રાણભૂત બની જાય તો તે કાર્ય તદ્દન સહેલાઇથી બની શકે તેમ છે.

લખવા બેસીએ તો પાનાં ભરાવા જ માંડે પણ તેથી સુજ્ઞ વાંચકવર્ગને કંટાળો નહિ આપતાં ભવિષ્યના વિચાર ઉપર રાખી દિશાસૂચન કરવું જ વ્યાજબી ગણું છું તો આ સંબંધમાં લખવા, બોલવા કે કાર્યદિશા તરફ પહોંચી વળવા માટે સુંદર વિચારક અને પ્રેરક મારા ઓ પૂ. આચાર્યપુંગવો ! ઓ પદવીધરો ! ઓ પૂ. મુનિવરો ! અગ્રગણ્ય નેતાઓ ! વડિલો ! અને લેખક બંધુઓ ! ઐક્યતા સાધી પરસ્પરનાં અંતરને દૂર ફગાવી, સાચી કર્ત્તવ્યદશાને લક્ષ્યમાં લઇ, જુદી જુદી જાતની ઉજાગરદશામાંથી સચેત થાઓ એટલે જાગો અને મને પણ તે જ રાહે દોરો.

ચારિત્ર શીલ અને સંયમ એ શિક્ષિત સ્ત્રી સમાજના મૂળભૂત અંગો છે, તેથી સ્ત્રીની વિદ્યા વધારે શોભે છે. આપણામાંનાં કેટલાકને વધારે પડતી કેળવણી પ્રત્યે અને ખાસ કરીને સ્ત્રી કેળવણી પ્રત્યે થોડોઘણો, છૂપો છૂપો, અણગમો હોય છે, કારણ કે તેમાંનાં કેટલાકનું સકારણ એમ માનવું થાય છે કે, આજનું સહશિક્ષણ અને પાશ્ચાત્ય પદ્ધતિ ઉપર અપાતી કેળવણી, માણસને જાણે અજાણે, સ્વચ્છંદતા અને ઉચ્છૃંખલતા તરફ ઘસડી જાય છે, અને આવા વાતાવરણમાં ભણેલી સ્ત્રી, પોતાના સ્ત્રીસહજ ફરજોથી ઉન્મુખ થઇ, પાશ્ચાત્ય સંસ્કૃતિનું અંધ અનુકરણ કરી, પોતાના જીવનનું મૂલ્યાંકન, આપણા સમાજને અને સંસ્કૃતિને અનુકૂલ ન થાય તેવું કરે છે. ધૈર્યબાળા બહેનનો દાખલો, બહેનોને ઉચ્ચ કેળવણી લેવાનું પ્રોત્સાહન આપશે, એમ હું આશા રાખું છું. ખામી હોય તો તે કેળવણીની નથી, પરંતુ વ્યક્તિની સાચી કેળવણી તરફની ઉદાસીનતામાં છે. ધૈર્યબાળા બહેને પોતાની કેળવણી ખરેખર પચાવી છે. અને જે વિદ્યા પોતે સંપાદન કરી છે તે હવે પછીના અધ્યાપક તરીકેની જીવનમાં દીપાવશે એમ હું આશા રાખું છું.

નજીકના સ્વતંત્ર ભારતને આવી એક નહિ, પરંતુ અનેક વિદ્વાન સ્ત્રીઓની જરૂર રહેશે. આપણા દેશની આર્થિક પુનરચનામાં આવી અર્થશાસ્ત્રવિશારદ બહેનો, જરૂર પોતાનો સક્રિય અને કીંમતી ફાળો આપી શકે. સમાજ અને જ્ઞાતિઓની સંકુચિત પ્રણાલિકાઓમાંથી બહાર આવીને, બહેનોએ જીવનના દરેક ક્ષેત્રમાં, પોતાનો ફાળો આપવાનો છે. દેશનું ભાવી ખરી રીતે જુઓ તો સ્ત્રીઓના હાથમાં છે, અને તેઓ ધારે તેવું ઉજ્વલ એને ઘડી શકે તેમ છે.

અંતમાં કુ. ધૈર્યબાલાને ફરીથી મારા હાર્દિક અભિનંદન આપું છું અને તેમની ભવિષ્યની કારકીર્દી વધારે અને વધારે યશસ્વી અને ઉજ્વલ નીવડે એમ ઇચ્છું છું.

બાદ સભાના પ્રમુખશ્રી ગુલાબચંદભાઇ આણંદજીએ આમંત્રિત ભાઇઓ અને બહેનોનો આભાર માન્યા બાદ ફૂલહાર અર્પણ થયા પછી દુગ્ધ–પાનને ઇન્સાફ આપી મેળાવડો વિસર્જન કરવામાં આવ્યો હતો.

---

# શ્રી આત્માનંદ પ્રકાશ

પુસ્તક ૪૫ મું. | આત્મ સં. ૫૨ | સંવત ૨૦૦૩.
અંક ૩ જો. | | આસો : ઓકટોબર.












વાર્ષિક લવાજમ રૂા. ૩-૦-૦ પોસ્ટેજ સહિત.

પ્રકાશક—

— : શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર : —



આ સભાના માનવંતા પેટ્રન સાહેબ



શ્રીયુત મણીલાલ વનમાળીદાસ શેઠ બી. એ.

# શેઠશ્રી મણિલાલ વનમાલીદાસ B. A. નું સંક્ષિપ્ત જીવનવૃત્તાંત.

ભાવનગર રાજ્યના સુપ્રસિદ્ધ કુંડલા શહેરમાં વીશાશ્રીમાળી સંસ્કારી જૈન કુટુંબમાં શેઠ વનમાલીદાસ જેરામને ત્યાં શ્રીયુત મણિલાલભાઈનો સં. ૧૯૫૮ ના ભાદરવા શુદી ૭ તા. ૯–૯–૧૯૦૨ ના રોજ જન્મ થયો હતો. પરંપરાથી ચાલી આવતી શેઠાઈ તથા જૈન સંસ્કાર તો મણિભાઈને પ્રથમથી જ વારસામાં મળ્યા હતા. પૂજ્ય પિતા શેઠ વનમાલીદાસ ભાવનગર રાજ્યની નોકરી કરતા હતા. તેમના પિતાશ્રી વનમાલીદાસ મણિલાલભાઈને લઘુવયમાં મુકી સદ્દગત થયા હતા ભાઈશ્રી મણિલાલે લઘુ વયમાંથી જ સ્કુલશિક્ષણ સાથે જ ધાર્મિક શિક્ષણ લેવું શરૂ કર્યું હતું. છેવટે બી. એ. ની પરીક્ષા પસાર કરી ગ્રેજ્યુએટ પણ થયા હતા. ભાવનગર જૈન બોર્ડિંગમાં વિદ્યાભ્યાસ કરતા તે દરમ્યાન સાથેના અન્ય વિદ્યાર્થીઓ સાથે સારા સંપર્કમાં હોવાથી સુપ્રીન્ટેન્ડન્ટ થઈ, રહ્યા ત્યાં સુધી વ્યવસ્થા પણ સાચવી રહ્યા હતા. તેમના વડિલ બ્હેન શ્રીમતી સુરજ બ્હેનના પણ ધર્મનાં ઉચ્ચ સંસ્કાર સાથે બંધુપ્રેમ અવિચ્છિન્ન હોવાથી ભાઈ મણિલાલને બંને પ્રકારના શિક્ષણમાં ઉત્સાહ પ્રેરી વધુ સંસ્કારી બનાવ્યા હતા. સુશીલ સુરજ બ્હેન ભાવનગરના અગ્રગણ્ય જૈન ગૃહસ્થ અને મુંબઈના કાપડના સુપ્રસિદ્ધ વ્યાપારી અને અનેક જૈન બંધુઓને શિક્ષણ માટે બતાવેલી ઉમદા સખાવતો માટે પ્રસિદ્ધ થયેલા શેઠ સાહેબ નરોત્તમદાસ ભાણજીના સુપત્ની હતા. જેમ સુરજ બ્હેન સંસ્કારી, સરલ સ્વભાવી, ધર્મ પ્રત્યે દૃઢ શ્રદ્ધાળુ હતા, તેવા જ મણિલાલભાઈ હોવાથી બંધુ ભગિનીની અવિરલ પ્રેમપાત્ર જોડી હતી.

શ્રીયુત મણિલાલભાઈ પૂર્વ પુન્ય અને વંશપરંપરાગત સંસ્કારોવડે ધર્મ ઉપર દૃઢ શ્રદ્ધાવાળા હોવાથી બાળવયથી વ્યાખ્યાનશ્રવણ, યાત્રા, તપશ્ચર્યા, વગેરે ઉપર પ્રેમ હતો અને એ દૃઢીભૂત થવામાં આચાર્ય શ્રી વિજયરામચંદ્રસૂરિ તથા તેમના વિદ્વાન શિષ્ય મુનિરાજ શ્રી કનકવિજયજી, શ્રી મુક્તિવિજયજી તથા શ્રી ભાનુવિજયજી મહારાજનો સંપર્ક થતાં તેમના આત્મા માટે લાભદાયક નીવડ્યો હતો, જેથી આત્મ કલ્યાણ સાધવા પ્રેરાયા અને પોતાના જીવનમાં વર્દ્ધમાન તપની ઓળી ૧૮ વિધિપૂર્વક કરી. અને હાલ શ્રી વીશસ્થાનકની ૧૬ મી ઓળી વિધિ–વિધાનપૂર્વક શરૂ છે.

સંવત ૧૯૯૮ માં શ્રી શત્રુંજયમાં ચાતુર્માસ રહી સં. ૧૯૯૯ માં નવાણું યાત્રા કરી હતી.

સં. ૧૯૯૭ ની સાલમાં પોતાના પૂજ્ય સદ્દગત સસરા વારૈયા ધરમશી ઝવેરભાઈ ( જેમણે પોતાની હૈયાતિમાં શહેર ભાવનગરમાં જૈન ભોજનશાળાનો જન્મ આપી અનેક

જૈન યાત્રાળુઓ અને અશક્ત જૈન બંધુઓના આશીર્વાદ મેળવ્યા છે, તેમના સ્મરણાર્થે તેમના ધર્મપત્ની અંબા બ્હેન તરફથી છરી પાલતો સંઘ લઇ શ્રી શત્રુંજય ગયા હતા. જેમાં ભાઇ મણિલાલે આગેવાનીભર્યો ભાગ લીધેલ હતો. અને છેવટે તેમનાં ધર્મપત્ની **સૌભાગ્યબ્હેન** સાથે વિધિપૂર્વક ઇંદ્રમાળ-તીર્થમાળ પહેરી હતી.

કુંડલાના જૈન મંદિરમાં સં. ૧૯૯૭માં પ્રભુ પ્રતિમાને બિરાજમાન કર્યા હતા. તેમજ રૂા. ૧૦૦૦) કુંડલા સાર્વજનિક ધર્મશાળામાં, રૂા. ૧૦૦૧) મ્હેસાણા જ્ઞાન-સમિતિને પ્રચારકાર્ય માટે, શ્રીભાવનગર જૈન ભોજનશાળામાં રૂા. ૨૫૧, મુંબઇ આયંબીલ-શાળા રૂા. ૨૫૧) અને ચાલુ વર્ષમાં પાલીતાણામાં રસોડું રાખી રૂા. ૩૦૦૦) નો ખર્ચ કર્યો હતો અને લગભગ પાંચ વર્ષ થયા શ્રીયુત મણિભાઇ દર માસે ત્રણસેંહ રૂપીયા આત્મકલ્યાણ માટે ખરચે છે.

ગ્રેજ્યુએટ થયા પછી વ્યાપારી લાઇનમાં જોડાતાં પ્રથમ સને ૧૯૩૩ થી ૧૯૪૧ સુધી જાપાનીસ પેઢી મીટસુબીશી શોજા કેશીના મેનેજર તરીકે મુંબઇમાં કાર્ય કરતા હતા, ત્યારબાદ કલકત્તામાં ગવર્નમેન્ટ કન્ટ્રોલ સ્ટોકીસ્ટ તરીકે લોખંડનું બીઝનેસ કરે છે.

ધર્મશ્રદ્ધા, પૂર્વપુણ્ય, બુદ્ધિચાતુર્ય અને કુશળ વ્યાપારી હોઇ આર્થિક સંપત્તિ વધવા સાથે ધર્મશ્રદ્ધા વધતાં મળેલી સુકૃત લક્ષ્મીનો નિરંતર સદ્વ્યય કર્યે જાય છે.

પોતાના પ્રિય ભગિનીનો સ્વર્ગવાસ થયાં છતાં તેમના પ્રત્યેનો પ્રેમ અને સાચોળુપણાનું અદા કરવા સ્રી ઉપયોગી ગ્રંથ મહા સતી શ્રીદમયંતી ચરિત્ર પ્રકટ કરવા આ સભાને એક સારી રકમ સુપ્રત કરી જ્ઞાનભક્તિ કરી છે.

આવા સંસ્કારી, શ્રદ્ધાળુ, કુશળ વ્યાપારી, ઉચ્ચ શિક્ષણ પામેલા ઉદાર નરરત્ન **શ્રી મણિલાલભાઈ** પણ આ સભાની કાર્યવ્યવસ્થા, દેવ, ગુરુ, જ્ઞાન ભક્તિ, સાહિત્ય સેવા જોઇ તેને પણ ન ભૂલતા આ સભાના માનવંતા પેટ્રન પણ થયા છે, જેથી આવા પુરુષો આવું ઉચ્ચ પદ સભાનું સ્વીકારવાથી એક ધર્મી ઉદાર, પુણ્યશાલી પુરૂષની વૃદ્ધિ થવાથી સભાની પ્રતિષ્ઠા વધતાં ગૌરવની પણ વૃદ્ધિ થતાં આ સભા તેમનો આભાર માનવા સાથે પોતાનો આનંદ વ્યક્ત કરે છે.

બંધુ શ્રી **મણિલાલ** દીર્ઘાયુ થાઓ અને ધાર્મિક; શારીરિક, આર્થિક સંપત્તિ વિશેષ વિશેષ પ્રાપ્ત કરી આત્મ કલ્યાણ સાધો એમ પરમાત્માની પ્રાર્થના કરીએ છીએ.



# શ્રી આત્માનંદ પ્રકાશ.

... પ્રકાશકઃ—શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર ...

| | | |
|---|---|---|
| વીર સં. ૨૪૭૩. | આશ્વિન | પુસ્તક ૪૫ મું. |
| વિક્રમ સં. ૨૦૦૩. | :: ઇ. સ. ૧૯૪૭ ઑક્ટોબર :: | અંક ૩ જો. |

## શ્રી દિવાલીપર્વનું સ્તવન.

( રાગ—ઘરઘરમેં દિવાલી, મેરે ઘરમેં અંધેરા. )

હે ભવિયા ! ભજો વીરને, ઉમંગે રંગે આજે,
જગ દિલમાં દિવાલી છે, આજે હરખે સૌ ગાજે. ( ટેક૦ )

શિવપદ જે રાતમાં પામ્યા, શ્રી વીર જિણંદ રે,
શુભ કેવળી વળી વિશ્વે, ગૌતમ મુણીંદ રે;
રત્નતણી દીપમાલાથકી રાત તે રાજે,
જગ દિલમાં દિવાલી છે, આજે હરખે સૌ ગાજે. ( ૧ )

વીરરૂપી ભાવ દીવો, ભરતક્ષેત્રથકી ગયો,
જેથી દ્રવ્ય દિવાલીથી, ઉદ્યોત વિશ્વે થયો;
જન્મ્યું દિવાલી પર્વ ત્યારે સારા સમાજે,
જગ દિલમાં દિવાલી છે, આજે હરખે સૌ ગાજે. ( ૨ )

વિભુ શ્રી વીર મુક્તિનું, અનોખું પર્વ રાજે;
વંદન હો હજારો તે, દેવાધિદેવને આજે;
દક્ષ કહે આત્મલક્ષ્મી, વિસ્તારને કાજે,
જગ દિલમાં દિવાલી છે, આજે હરખે સૌ ગાજે. ( ૩ )

મુનિરાજશ્રી દક્ષવિજયજી.

## અજ્ઞાનીને ઉપદેશ.

( પદ. )

અજ્ઞાની તારા મનમાં તું જોને વિચારી,
નહિ તો તું પસ્તાશે પૂરો, ગઇ કાં બુદ્ધિ તારી રે. અજ્ઞાની૦

પાપતણા તેં કરીયા ભેગા પુંજ અતિશય ભારી,
તે અંતે ડુબાવી દેશે રહેશે ન સાન કંઈ તારી રે ? અજ્ઞાની૦

આંખો ખોલી જો તું કેવો વિષમ કાળ આ આવ્યો,
અન્ન વસ્ત્રના સારુ ફાંફાં માર્યાં પણ ના ફાવ્યો રે. અજ્ઞાની૦

હજુએ સમજી મનમાં જો તું પાપ કરતાં પાછું,
જૂઠાણું છોડીને ભાઇ ગ્રહણ કરી લે સાચું રે. અજ્ઞાની૦

કામ ક્રોધ લોભાદિ શત્રુને મિત્રો તેં માન્યા,
નાંખી દેશે અંધ કૂપ તેં તેના ભેદ ન જાણ્યા રે. અજ્ઞાની૦

દીન કંઠ છુરી ફેરવતાં દયા ન તુજને આવી,
ધન મદમાં તેં કંઇ ન વિચાર્યું શું થાશે તુજ ભાવી રે. અજ્ઞાની૦

જ્ઞાનચક્ષુ ખોલી નિજ હૃદયે આત્મા નીરખી લેજે,
તારું ભાવી તો જ સુધરશે આટલું માની લેજે રે. અજ્ઞાની૦

રચયિતાઃ—**ગોવિંદલાલ કકલદાસ પરીખ.**

---

## આધ્યાત્મિક આનંદ.

દુનિયામહીં વાતો ઘણી ચર્ચાથકી સમજાય ના,
ચર્ચા બહુ કરવા છતાં પાર કાંઇ પમાય ના;
લાડુ અને મિષ્ટાન્નની વાતો કર્યેથી શું વળે ?
વાતો કરો મોટી ભલે, પણ સ્વાદ શું તેથી મળે ?
એવી રીતે અધ્યાત્મની ચર્ચા કર્યેથી શું વળે ?
અધ્યાત્મનો આનંદ કૈં ચર્ચા કર્યેથી ના મળે,
અધ્યાત્મના આનંદને વાણી વર્ણવી ના શકે.
અધ્યાત્મનો આનંદ માણે તે જ તે જાણી શકે,
અધ્યાત્મમય જીવન જીવો અધ્યાત્મસુખને જાણવા;
અધ્યાત્મમય જીવન જીવો અધ્યાત્મસુખને જાણવા.

**અનંતરાય જાદવજી શાહ.**

# 'આશાતના'

લેખકઃ—આચાર્યશ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ.

વિવેકી માનવીએ ઉચિત આત્માનું ઉચિત જાળવવું જોઈએ, પણ મિથ્યાભિમાનના નશામાં અજ્ઞાનતાથી ઉચ્ચ કોટિના મહાન પુરુષોની અવગણના ન કરવી જોઇએ. ક્ષાયિક-ક્ષાયોપશમિક કે ઔપશમિક ભાવે આત્મિક ગુણના વિકાસી આત્માઓ ઉપર પૂજ્ય બુદ્ધિ રાખીને તેમના ગુણોનું વારંવાર સ્મરણ કરવું જોઇએ, તથા એવા પુરુષોનું નામ સાંભળતાની સાથે જ મસ્તક નમી પડવું જોઇએ, તેમની અથવા તો તેમની પ્રતિમા સમક્ષ તેમનો મોભો જળવાય તેમ વર્તવું અને તેમની મર્યાદા જાળવવી. તેમનું અપમાન કે અનાદર થાય તેવી કોઇપણ પ્રકારની પ્રવૃત્તિ તેમની સમક્ષ આદરવી નહિં. હું જેમના સમક્ષ છું તે કોણ છે? કઇ કોટિના છે? અને હું કોણ છું? મારામાં અને એમનામાં શું અંતર છે? ઇત્યાદિ વિચારપૂર્વક વર્તવું.

સંસારમાં ગુણને લઇને ગુણીનું બહુમાન કરવામાં આવે છે. તેમાં મોહનીયના ક્ષય-ક્ષયોપશમ કે ઉપશમથી પ્રગટ થતાં આત્મિક ગુણો જ તાત્ત્વિક દૃષ્ટિથી ગુણ કહી શકાય છે. તે સિવાય માત્ર જ્ઞાનાવરણીયના ક્ષયોપશમથી કે અન્ય કોઇ કર્મના ક્ષયોપશમ કે પુન્ય પ્રકૃતિના ઉદયથી કહેવાતા વિદ્વત્તા આદિ ગુણો તાત્ત્વિક નથી; કારણ કે મોહનીયના ઉપશમ વગરના કહેવાતા ગુણોના આત્મિક વિકાસરૂપ લાભ મળી શકતો નથી, તેમજ અધ્યવસાયની શુદ્ધિ થતી નથી. જ્યાં સુધી કોઇ પણ વસ્તુમાં પોતાનો ગુણ પ્રગટે નહિ ત્યાં સુધી વ્યવહારમાં તે વસ્તુનું બહુમાન થતું નથી. વસ્તુનો ગુણ પ્રગટ થયા પછી જ તેનું બહુમાન તથા આદર થાય છે. વૃક્ષોના પુષ્પો ખીલે છે અને ચોમેર સુવાસ ફેલાય છે ત્યારે ભમરા-ભમરીઓ ખેંચાઇને આવે છે અને તેની સેવા કરે છે તેમજ મધુ ગ્રહણ કરે છે. સાદો પાષાણ પડ્યો હોય છે ત્યારે તેની ઉપર સહુ કોઈ બેસે છે અને પગ મૂકીને ઊભા પણ રહે છે, પરંતુ જ્યારે તે ઘડાઇને પૂજ્ય પુરુષની આકૃતિમાં પરિણમે છે ત્યારે બહુમાન કરવામાં આવે છે અને પૂજ્ય બુદ્ધિથી નમન તથા પૂજન કરવામાં આવે છે; તેવી જ રીતે આત્માના ગુણો પ્રગટ થતા નથી ત્યાં સુધી સંસારમાં રખડે છે અને જ્યાં ત્યાં તેનું અપમાન તથા અનાદર થાય છે પણ જ્યારે સમ્યગ્દર્શનાદિ ગુણોનો વિકાસ થાય છે ત્યારે ગુણજ્ઞ-ગુણગ્રાહી માનવીઓ આત્માની ઉપાસના કરીને ગુણો મેળવવાની ચાહના રાખે છે. તેથી તેનું ઘણું જ માન જાળવે છે. જેઓ તે તરફ બેદરકાર રહીને અજ્ઞાનતાથી અપમાન કરે છે તેઓ ગુણો મેળવી શકતા નથી અને ઊલટા અપરાધી બનવાથી ઉભય લોકમાં આપત્તિ-વિપત્તિના આશ્રિત બને છે, જ્યાં જાય છે ત્યાં અપમાન-અનાદર તથા તિરસ્કાર જ મેળવે છે.

સર્વોચ્ચ કોટીના આત્માઓ કે જેમણે સંપૂર્ણ વીતરાગ દશા પ્રાપ્ત કરી છે તેમનું બહુમાન જાળવી તેમની આજ્ઞા પ્રમાણે વર્તનાર વીતરાગ બની શકે છે અને પોતાના આત્માનો વિકાસ સાધી શકે છે, પણ વીતરાગની સમક્ષ રાગ-દ્વેષનું વર્તન કરનાર પ્રભુનો અપરાધી બને છે. વીતરાગની પ્રતિમા વીતરાગ સદૃશ હોવાથી વીતરાગ જેટલું જ તેનું માન જાળવવું જોઇએ. વીતરાગના ગુણોનું બહુમાન કરવા અવગુણવાળી પ્રવૃત્તિ ન આદરવી જોઇએ છતાં જેઓ તે તરફ દુર્લક્ષ્ય રાખે છે અને કષાય-વિષયવાળી પ્રવૃત્તિ આદરે છે તેઓ પ્રભુની આશાતના કરે છે, અર્થાત્ તેવી પ્રવૃત્તિથી

પોતાના આત્માને અધોગતિના અધિકારી બનાવે છે, એટલે તે પ્રભુની આશાતના નથી કરતો, કારણ કે પ્રભુની આશાતના થઇ શકતી નથી પણ પોતાના આત્માની આશાતના કરે છે. જે પોતાના આત્માની આશાતના ટાળે છે તે જ પ્રભુની આજ્ઞા પાળે છે. અર્થાત્ પ્રભુની સાથે ઉચિતપણે વર્તીને પ્રભુનું બહુમાન કરે છે અને તેથી આત્મા અપરાધી ન બનવાથી માઠી ગતિની યાતનાઓથી બચી જાય છે, માટે આશાતનાનો અર્થ જ એ થાય છે કે સર્વોચ્ચ કોટીના પવિત્ર પુરુષોના આગળ મન-વચન-કાયાને અપવિત્ર વ્યાપારમાં વર્તાવીને આત્માને અસહ્ય યાતનાઓનો ભોગી ન બનાવવો, માટે પવિત્ર પુરુષોના સમક્ષ તો પવિત્ર જ વ્યાપારો જોઇએ કે જેથી આત્મા પવિત્ર બનીને સર્વ દુ:ખોથી મુક્ત થઇ જાય.

આશાતના અને અપમાન બંનેમાં કાંઇક અંશે સાદૃશ્યતા રહેલી છે. સર્વોચ્ચ કોટીના આત્માઓની સાથે અનુચિત વર્તન આચરવું તે આશાતના અને મધ્યમ કોટીના આત્માઓની સાથે ઉદ્ધતપણે વર્તવું તે અપમાન કહેવાય છે જે આત્માઓમાંથી માન સર્વથા ખસી ગયું છે અર્થાત્ જેમના કષાય ક્ષય થઇ ગયા છે તેમનું અપમાન થઇ શકતું જ નથી. કષાયોને લઇને જ માન તથા અપમાનને અવકાશ છે, પણ જ્યાં સમર્થ મોહનો ઉપશમ કે ક્ષય થઇ ગયો હોય ત્યાં માન કે અપમાન જેવું કશુંય હોતું નથી. જે આત્મા જેટલે અંશે અજ્ઞાનતા ટાળીને વિકાસ મેળવે છે તેટલે અંશે તે આત્મા માન-અપમાનથી મુકાય છે. જે જીવો અહંતાના આશ્રિત હોય છે તેમને માનની ઘણી જ ભૂખ હોવાથી જ્યાં ત્યાં માનની ભીખ માગતા ફરે છે. જો તેમની પાસે પૈસાની સારી સગવડ હોય તો હજારો ખરચીને તુચ્છ સ્વાર્થી હલકા માણસો પાસેથી પણ માન ખરીદીને સંતોષ માને છે. સંસારમાં માનવી માત્રને કુદરતે વેચવાને માટે માન આપેલું છે, તે હલકી કિંમતનું તથા ભારે કિંમતનું પણ હોય છે. જેઓ સારા શ્રીમંત હોય છે તેઓ બહુ મૂલ્યવાળું માન ખરીદે છે અને જેઓ સાધારણ સ્થિતિના હોય છે તે અલ્પ મૂલ્યવાળું ખરીદે છે. અને તદ્દન કંગાળ અથવા તો ધન-સંપત્તિથી વેગળા રહેનારા માન આપીને માન મેળવે છે. તાત્પર્ય કે સંસારમાં મધ્યમ તથા તેનાથી નીચી કોટીના માનવીઓમાંથી ભાગ્યે જ કોઇ એવો હશે કે જેને માનની ભૂખ નહિ હોય, માનની ભૂખ મટાડવાને માટે કેટલાકની પાસે ઝવેરાત જેવી જપ-તપ તથા ત્યાગ આદિ અમૂલ્ય વસ્તુઓ હોય છે કે જેની કિંમત જ આંકી શકાય નહિં. તેનો વ્યય કરીને ચિંતામણી આપીને કાચ ખરીદવાની જેમ-માન ખરીદીને ઘણો જ સંતોષ માને છે. જે વ્યક્તિએ અજ્ઞાની જનતાની પાસેથી પુષ્કળ પ્રમાણમાં માન મેળવ્યું હોય છે તેવાઓનું આપેલું માન ઘણું જ કિંમતી ગણાય છે, અને તેનાથી ઇતરનું માન થોડી કિંમતવાળું ગણાય છે. માનની ભૂખવાળાને હમેશાં જેમને કહેવાતા શ્રીમંતો તથા વિદ્વાનો બહુ માનતા હોય તેવાઓના માનના પાનની ઘણી જ ચાહના રહે છે અને તેથી તેને મેળવવાને છૂટથી ધન સંપત્તિને તથા સાચી આત્મિક સંપત્તિ મેળવવાને સંઘરી રાખેલા જપ-તપ-ત્યાગ આદિનો વ્યય કરતાં અચકાતા નથી.

આ પ્રમાણે માનના ઉપાસક માનવીઓને જો અજ્ઞાની જનતાના માન વગરની સમ્યગ્દર્શનાદિની પ્રાપ્તિ થતી હોય તો તેનો અનાદર કરીને માન મેળવવા માટે જ આતુર રહે છે; કારણ કે પુદ્ગલાનંદી-વિષયાસક્તને લોકોત્તર માન કરતાં લૌકિક માન અત્યંત પ્રિય હોય છે. અને એટલા માટે જ તેઓને શુભ કર્મના ઉદયથી મળેલી લોકોત્તર માન મેળવવાની સાધન-

સામર્થીને તુચ્છ સમજીને વિકાસના બાધક અજ્ઞાનીઓને આકર્ષી તેમનું માન મેળવવાના પ્રયાસો કરે છે, અને તેમની પાસેથી વિષયપોષક ખાન-પાન તથા માન મેળવીને પરમ સંતોષ માને છે અને પોતે કૃતકૃત્ય સમજે છે, જો કે આવા માનવીઓ લોકોત્તર માન મેળવવાનો બહારથી ડોળ તો કરે છે છતાં તેમાં તેમની શ્રદ્ધા ન હોવાથી તેની પ્રવૃત્તિ પ્રત્યે બહુમાન હોતું નથી. તેઓ જે બહારનો દેખાવ કરે છે તે કેવળ લૌકિક માન મેળવવાની ખાતર જ હોય છે. લૌકિક માનને તુચ્છ સમજીને તેની ઉપેક્ષા કરનાર લોકોત્તર માનના ઉપાસકો ઉચ્ચ કોટીના હોવાથી તેમને અપમાન નડતું નથી પણ તેમનું અપમાન કરનારનું જ અપમાન થાય છે; કારણ કે લોકોત્તર માનના ઉપાસક તેમને કહેવામાં આવે છે કે જેમનો દેહાધ્યાસ છૂટવાથી બહિરાત્મ દશા ટળીને અંતરાત્મ દશા પ્રાપ્ત થઇ છે, અને જેઓ દેહાદિની ગૌરવતાને તુચ્છ સમજે છે, માટે તેમને દેહ તથા કૃત્રિમ નામના બહુમાનની જરાય અસર થતી નથી એટલે અપમાનની પણ અસર હોતી નથી; પરંતુ લૌકિક માનને પ્રધાનતા આપનારાઓમાં તીવ્ર દેહાધ્યાસ રહેલો હોવાથી તેમને અપમાનની ઘણી જ અસર થાય છે, કારણ કે તેમણે પોતે માની રાખેલી માન આપવાની પદ્ધતિથી વિપરીતપણે તેમની સાથે વર્તનાર ઉપર અપમાન કરવાની માન્યતા હોવાથી પોતાનું અપમાન થયું છે એમ માનીને ઘણું જ દુઃખ ઉપજાવે છે, માટે જ તેમનું અપમાન થાય છે. કષાય મોહનો કેદી અને લોકોત્તર માનની અવજ્ઞા કરીને લૌકિક માનના લાલચુને બીજાની પ્રવૃત્તિ અપમાનવાળી લાગવાથી ખેદ-ઉદ્વેગ તથા દ્વેષને આશ્રય આપે છે, એટલે તેનું અપમાન અવશ્ય થાય છે, અને તેથી તે અપમાન કરનારનું અપમાન કરીને બદલો વાળવાની માન્યતાથી પ્રાય સંતોષ માને છે; કારણ કે સામેનો માણસ પણ તેમના જેવો જ હોવાથી તેને અપમાનથી થયેલું દુઃખ જોઇને શાંતિ મેળવે છે.

સંસારમાં એક આત્મા જ સન્માનનો અધિકારી છે કે જેનું દેહાદિની જેમ અપમાન થઇ શકતું જ નથી. છતાં તે જ્યાં સુધી મોહના તાબે રહીને માન કષાયનું બહુમાન કરે ત્યાં સુધી તે અપમાનથી મુકાતો નથી; કારણ કે તે માનની શિખવણીથી પોતાનું અપમાન માને છે. દેહ તથા તેની કૃત્રિમતાને પોતાનાથી અભિન્ન માને છે. જો કે તે માનવીઓને મરતા નિર્જિવ કલેવર-દેહથી પોતે જાણે તો છે કે દેહ અને જીવ બે જુદી વસ્તુ છે તો યે અનાદિ કાળની અજ્ઞાનતાને લઇને દેહમાં ઔદાયિક ભાવે થવાવાળા કર્મના વિકાસોને પોતાના માને છે. પોતાની જ્ઞાન-દર્શન-જીવન તથા ચારિત્રાદિ સાચી સંપત્તિના ભોગે પણ દેહનું બહુમાન કરાવે છે અને પોતે સર્વસ્વ મળી ગયા જેટલો આનંદ મનાવે છે, માટે ખરૂં જોતાં તો જીવ જ્યાં સુધી સાચું જાણીને સાચી શ્રદ્ધા રાખતો નથી ત્યાં સુધી પોતે જ પોતાનું અપમાન કરે છે. સાચું ન સમજનાર અજ્ઞાની જીવ માનને અપમાન અને અપમાનને માન સમજે છે. જે વસ્તુ જે ગુણ-ધર્મવાળી તેને ગુણ-ધર્મથી ઓળખવાથી તથા કહેવાથી તે વસ્તુનું બહુમાન કર્યું કહેવાય છે અને તેનાથી વિપરીત ગુણ-ધર્મવાળી માનવી તે અપમાન કરવા બરોબર છે. પૌદ્ગલિક વસ્તુઓમાં આનંદ તથા સુખ માનનાર, જડાત્મક વસ્તુઓ પોતાની હોવા છતાં પણ પોતાની માનનાર, દેહાદિની પુષ્ટિ-સેવા તથા તેના બહુમાનને પોતાનું જ માનનાર અને જડાત્મક વસ્તુ ક્ષણભંગુર હોવાથી તેનો નાશ થતાં પોતાનું મોટું નુકશાન સમજીને અત્યંત દુઃખ મનાવનાર આત્મા અજ્ઞાન-

તાથી પોતે જ પોતાનું અપમાન કરે છે, કારણ કે આત્માની આવા પ્રકારની સ્થિતિ ન હોય છતાં પણ તેના માટે આવી માન્યતા ધારણ કરવી તે આત્માની ઉપર મિથ્યા આરોપ મૂકીને તેનું અપમાન કરવા જેવું છે. જે માણસો બીજાનું અપમાન કરે છે તેઓ પણ આવી જ રીતે અજ્ઞાનતાથી અછતા અવગુણોનો આરોપ કરીને બીજાને હલકા બનાવે છે, માટે તાત્વિક દૃષ્ટિથી વિચાર કરીએ તો જ્યાં સુધી આત્મા પોતે જ પોતાનું અપમાન કરવાથી નિવૃત્ત નહિં થાય ત્યાં સુધી તેનું અપમાન થવાનું. જ્યારે તે પોતાનું બહુ સન્માન કરવાની જાગૃતિ લાવશે ત્યારે જ તે સંસારી જીવોના અપમાનથી મુક્ત થઈને પ્રાણી માત્રના સાચા સન્માનનું પાત્ર બનશે.

આવી રીતે પુદ્ગલાનંદી વસ્તુસ્વરૂપથી અણજાણ જીવો આપસમાં પરસ્પર નક્કી કરી રાખેલી વર્તવાની પદ્ધતિને માન તથા અપમાન તરીકે ઓળખે છે. માનવીઓની સમજણ અનેક પ્રકારની ભિન્ન ભિન્ન હોવાથી માન તથા અપમાન મેળવવાની પદ્ધતિ પણ અનેક પ્રકારની ભિન્ન ભિન્ન હોય છે. દેશકાલને અનુસરીને પણ તેમાં ભિન્નતા રહેલી હોય છે તેમજ તેમાં કાળને અનુસરીને તો પદ્ધતિમાં પણ પરિવર્તન થતું દૃષ્ટિગોચર થાય છે. ત્યારે વસ્તુને વસ્તુ રૂપે ઓળખનાર જ્ઞાની પુરુષોમાં માન આપવાની પદ્ધતિ એક જ પ્રકારની હોય છે. જો કે ગુણોની તારતમ્યતાને લઇને તેમાં કાંઈક અંશે ભિન્નતા હોય છે, પણ તે ભાવોમાં હોય છે. જ્ઞાની પુરુષો આત્મદૃષ્ટિ હોવાથી ત્યાં અપમાનને તો અવકાશ હોતો નથી. વસ્તુતત્વમાં અણજાણ જીવો વસ્તુના ગુણોથી અનભિજ્ઞ હોવાથી કે ગુણી આત્માની સાથે વાણી, વિચાર તથા વર્તનની ઉચિતતા જાળવી શકતા નથી જેથી કરીને જોનાર અણજાણ વ્યક્તિ વ્યવહારથી તેની પ્રવૃતિને અપમાન તરીકે ગણે છે. છતાં તેથી ગુણીનું અપમાન થતું નથી. અર્થાત્ ગુણીના ગુણોને કોઇ પણ પ્રકારનો બાધ નડતો નથી તેમજ ગુણો નષ્ટ થતા નથી, તેથી જો અનુચિત વર્તન-આશાતના કરનાર અજ્ઞાનતાના દોષને લઇને પોતાની અનુચિત પ્રવૃત્તિનું માઠું ફળ મેળવે છે. ઉચ્ચ કોટીના મહાપુરુષો કે જેમણે કાંઈક અંશે આત્મવિકાસ મેળવ્યો છે એવા સમભાવી શાંત અંતરાત્મ દશામાં વિચરતા પ્રભુના માર્ગના અનુયાયી આત્માઓની અવજ્ઞા કરવી તથા તિરસ્કાર કરીને તેમના સમક્ષમાં રાગ-દ્વેષની સૂચક પ્રવૃત્તિઓ આદરવી તે તેમનું અપમાન કરવા જેવું છે, કારણ કે આવા વર્તનવાળાની બુદ્ધિમાં અપમાન કરવાની ભાવના હોય છે અથવા તો ઉચિતનું યોગ્ય માન જાળવવાની કાળજી વગરના હોય છે. એટલે બાહ્ય દૃષ્ટિથી અપમાન જેવું લાગે પણ મહાપુરુષનું અપમાન થતું જ નથી, કારણ કે મહાપુરુષો કોઇ પણ જીવ પોતાની પ્રકૃતિ પ્રમાણે વર્તે તેથી પોતાનું અપમાન સમજતા જ નથી અને તેથી સમ્યગ્ જ્ઞાનને લઇને તેમને કષાય કનડી શકતા નથી. પરંતુ અપમાન બુદ્ધિથી તથા ઉચિત વર્તનની બેદરકારીથી અપમાન કરનારનું ઉભયલોકમાં અહિત થાય છે.

મધ્યમ કોટીના માનવીઓ કે જેમણે ઉચ્ચ કોટીના મહાપુરુષોના પ્રમાણમાં ગુણો મેળવ્યા નથી પણ તે ગુણોની સૂચક બહારથી માત્ર પ્રવૃત્તિ આદરેલી હોય છે એવાઓ જો મહાપુરુષોને ઉચિત માન મેળવીને રાજી થાય અથવા માન મેળવવા પ્રયાસ કરે તો તેઓ મહાપુરુષોનું-અપમાન આશાતના કરીને પોતે પણ અપમાનિત થાય છે. અર્થાત્ ગુણ વગર પણ ગુણીપણાનું માન મેળવી ગર્વથી પુલકિત થવું તે એક પ્રકારનું અપમાન છે અને

અપમાનને પણ માન તરીકે માનવું તે મૂર્ખતા છે. આવી રીતે સર્વથા નિર્ગુણીને પણ પુરુષોચિત માન આપનાર પણ મહાપુરુષોની અવજ્ઞા-આશાતના કરીને માન લેનારનું અપમાન જ કરે છે. માન આપનાર જો અજાણ હોય તો કાંઇક ઓછો અપરાધી બને પણ જાણીને જો માન આપી ઉચ્ચકોટીના પુરુષોનું અપમાન કરે તો તેને ભાવ તો મળી શકતો જ નથી પણ આત્મા અહિતરૂપ હાનિ તો પ્રાપ્ત થાય જ છે; માટે ઉચિતનું ઉચિત માન જાળવવાથી જ લાભ મળી શકે છે. સર્વોચ્ચકોટીના વીતરાગ દેવ સાક્ષાત્ હોય કે તેમની પ્રતિમા હોય તેમની સમક્ષ અનુચિત વર્તન કરવાથી પ્રભુની આશાતના કરી કહેવાય છે પણ અપમાન કહેવાતું નથી. પ્રભુની આશાતના કરનાર જીવ અવશ્ય માઠી ગતિ મેળવે છે. કદાચ પ્રબળ પુન્યના ઉદયથી આ લોકમાં મીઠું ફળ પણ ભોગવે તેથી કાંઈ તે ભાવી ભવોની અસહ્ય યાતનાઓથી મુકાતો નથી. આત્મિક ગુણોનો તિરસ્કાર કરનાર સમગ્ર આત્માઓનો તિરસ્કાર કરે છે અને વિકાસી આત્માઓને તિરસ્કાર કરવો તે કર્મોને પોષવા જેવું છે. કર્મો પુષ્ટ બનવાથી આત્માના ગુણોને ઢાંકી દઈને તેને અત્યંત મલિન બનાવે છે. આત્માની મલિનતા એટલે કર્મની આધીનતા કે જેને લઇને આત્મા વિકાસની બાધક પ્રવૃત્તિઓ આદરે છે અને પોતાને જ્ઞાની જણાવે છે. પોતે જાણે છે અને માને છે પણ તે બધુંય મિથ્યા, કારણ કે તેમાં પ્રબળ મોહની પ્રેરણા છે. પુદ્દગલાનંદી, વિષયાસક્ત હોય જ છે. તેનું જાણવું-માનવું તથા આદરવું બધુંય મિથ્યા છે. બુદ્ધિના ક્ષયોપશમથી ભલેને તે વીતરાગનાં વચન કેમ ન જાણે-જણાવે તોયે તે પ્રભુની તો આશાતના કરે જ છે, કારણ કે તે મોહની શિખવણીથી પાંચે ઇંદ્રિયોના વિષય પોષવા પ્રભુના પવિત્ર વચનોનો ઉપયોગ કરે છે. પુદ્દગલાનંદી વિષયાસક્ત જીવ પ્રભુનો શુદ્ધ શ્રદ્ધાપૂર્વક આદર કરી પ્રભુનું બહુમાન કરી શકતો નથી તેથી પ્રભુની આશાતના ટાળી શકતો નથી. દેહની અશુદ્ધિથી થતી આશાતનાઓ કરતાં ભાવની અશુદ્ધિથી થતી આશાતનાઓ આત્માનું અત્યંત અહિત કરનારી છે. કષાય વિષયના બંધનમાંથી મુકાયા સિવાય ભાવશુદ્ધિ થઇ શકતી નથી, માટે કષાયાદિના પરિણામો બદલાય નહિ ત્યાં સુધી મન-વચન તથા કાયાથી થતી પ્રભુની આશાતના ટાળી શકાય નહિં. કષાયાદિથી મુક્ત પવિત્ર પુરુષોની દેહાદિની શુદ્ધિ કરવી પડતી જ નથી કારણ કે મોહની મંદતાને લઇને તેમની ભાવ શુદ્ધિ પ્રબળ હોય છે એટલે તેઓ પ્રભુને શુદ્ધ સ્વરૂપે જાણે છે, જુએ છે તેથી તેઓ પ્રભુની આશાતનાથી સર્વથા મુક્ત હોય છે અને એટલા માટે જ તેઓ સર્વ દુઃખોથી મુકાઇને પ્રભુસ્વરૂપ બની શકે.






મુનિરાજશ્રી ધુરંધરવિજયજી.

( ૯ )

अकाले कृतमकृतं स्यात् ॥ ९ ॥

અનવસરે કરેલું નહિ કર્યું થાય છે. માણુસે અવસરને ઓળખતા શિખવું જોઇએ. અવસરનો અજાણુ ખરેખર અજાણુ-મૂર્ખ છે. જીવનમાં એવા અનેક કાર્યો હોય છે કે જે કર્યા સિવાય ચાલતું નથી, કરવા તો પડે જ છે. તો પછી શા માટે જ્યારે તે કાર્યો કરવાના હોય ત્યારે ન કરવા ?

મન્દતા, આળસ અને ઉપેક્ષા એ ત્રણુ સમયે કામ કરવા દેતા નથી. સમય વીત્યા પછી કરેલ કાર્યનું ફળ મળતું નથી. એ રીતે માણુસ આખર નિષ્ફળ બને છે.

યુવાનને કેટકેટલા કાર્યો કરવાનો સમય છે ? છતાં તેની યુવાની કેવી વિફળ વીતી રહી છે ? ધર્મ-અર્થ-કામ કે મોક્ષમાંથી એકે પુરુષાર્થને તે ઉચિત રીતે સાધે છે ? જુવાની જશે ને પછી તે જાગશે ત્યારે પસ્તાશે.

ધર્મોપદેશકો કહે છે કે–આ માનવ-જન્મ ધર્મ સાધવાનો અમૂલ્ય અવસર છે. ફરી ફરી એ હાથમાં નહિ આવે માટે સાધી લ્યો. પછીથી ખેદ કરશો તે કામ નહિં આવે. નીતિનું સૂક્ત પણ સમજાવે છે.

**કલ કરના સો આજ કર,**
**આજ કરના સો અબ;**
**અવસર બીત્યો જાત હૈ,**
**ફીર કરેગા કબ ?**

* * *

કયે કાળે શું કરવા યોગ્ય છે, તેનો વિચાર ઝીણવટથી કરવો જોઇએ. એ વિચાર વગર ઘણું કરે તો પણ તે નકામું નીવડે છે.

શેઠ સગાળશા એક ભક્ત હતો. તેની એક વાત છે.

દેશમાં દુકાળ પડ્યો હતો. શેઠ દાનેશ્વરી હતો. અન્નના ભંડારો તેની પાસે ભરપૂર હતા, છૂટે હાથે અન્નદાન દેવાનો એ અવસર હતો. પણ દાનેશ્વરી શેઠ છૂટે હાથે સુવર્ણ દાન દેતો. શું ભૂખ્યાની ભૂખ સોનું દૂર કરી શકે છે ?

બે ત્રણ સન્ત-મહાત્મા તેને ત્યાં આવ્યા. ભિક્ષા માંગી. શેઠે સોનામહોરો ખોબે ખોબે આપી. મહાત્માઓ તે લઇને ચાલ્યા ગયા. એક નદીકિનારે તેમનો આશ્રમ હતો. કાળ પલટાઈ ગયો. એકદા યાત્રા માટે શેઠ જતા હતા. જે નદીકિનારે તે ઋષિઓનો આશ્રમ હતો તેને પેલે પાર શેઠને જવાનું હતું. શેઠ હોડીમાં બેઠા. હોડી ચાલી. પવનની પ્રતિકૂળતાથી નદીમાં તોફાન થયું. નૌકા અને નાવિક બન્ને બેકાબૂ બન્યા. હોડી ડૂબી ને પાટિયાને આધારે તરતા તરતા શેઠ નદીકિનારે આવ્યા. કરુણાર્દ્ર અન્તઃકરણવાળા ઋષિઓએ તેમને બચાવ્યા. બેહોશ સ્થિતિમાં એક વૃક્ષ તળે શીતળ છાંયમાં તેમની સેવા તે સંતો કરવા લાગ્યા. શેઠ શુદ્ધિમાં આવ્યા. તેમણે પાણી અને અન્ન તરસ અને ભૂખ શાન્ત કરવા માગ્યા. સાચી સમજ આપવાનો આ અવસર હતો. સંતો અવસર ચૂકે તેવા ન હતા. તેમણે તે જ શેઠની તે જ સોનામહોરો તેના હાથમાં મૂકી. શેઠને બધા પ્રસંગો ખ્યાલમાં આવ્યા. તેની આંખ સામે અન્નજળ માટે ટળવળતા દીન દુઃખી માણુસોની સૃષ્ટિ ખડી થઇ. પોતાને ત્યાં તૂટો ન હતો. પોતે તે અવસર ગુમાવ્યો તે માટે તેને અત્યારે ખૂબ ખૂબ લાગી આવ્યું. તેની આંખમાંથી અશ્રુધાર વહેવા લાગી.

સંતોએ આશ્વાસન આપ્યું. ખવરાવી પીવરાવી તેને સ્વસ્થ કરી કહ્યું કે-હવેથી અવસર ચૂકતો નહિ. શેઠે કોઈપણ અતિથિને ભોજન કરાવ્યા સિવાય ભોજન ન કરવાનો નિયમ લીધો. સંતોની વિદાય લઈ યાત્રા કરી સ્વગૃહે આવ્યા. પછી નિયમને પૂર્ણપણે પાળ્યો. આકરી પરીક્ષામાંથી પસાર થઈને પણ નિયમ સાચવ્યો.

સમજુ માણસો આ વાતથી પોતાના અવસરને વિચારી કર્તવ્યપરાયણ બને.

* * *

જૈનાગમોમાં જે કાલે કરવાનું હોય તે ન કરે અને ન કરવાને કાલે કરે તે માટે ખાસ પ્રત્યવાય દર્શાવેલ છે, કરવાને સમયે કરવા માટે ખૂબ ભાર મૂકેલ છે. પગામ સજ્ઝાય સૂત્રમાં કહ્યું છે. **अकाले कओ सज्झाओ, काले न कओ सज्झाओ, असज्झाए सज्झाइअं, सज्झाए न सज्झाइअं, तस्स मिच्छामि दुक्कडं।**

પ્રાત:કાળમાં મુનિ પોતાના કર્તવ્ય માટે ગુરુમહારાજશ્રીને વિનયપૂર્વક પૂછે કે-ભગવાન્! આજે હું શું કરું? વૈયાવચ્ચ-સેવા કે તપ? અવસરના જાણ ગુરુમહારાજ શિષ્યને જે કરણીય હોય તે કરવા કહે.

ગુરુમહારાજશ્રી ગામમાં પધારતા હોય, સામૈયું કરી શાસનપ્રભાવના કરવાનો સમય હોય ત્યારે શ્રાવકો સામાયિક પોસહ કરીને બેસે, પૂજામાં લાગી જાય તો તે ઉચિત નથી. તે સમયે મહારાજશ્રીની સામે જવું, બહુમાન કરવું ને શાસનશોભાની વૃદ્ધિ થાય તે પ્રમાણે વર્તવું, એ જ ઉચિત છે.

આ ન્યાય જે પ્રમાણે અકાળે કરેલું અફળ જાય છે-એ સમજાવે છે તે જ પ્રમાણે કાળે કરણીય ન કર્યું હોય તો પણ પાછળથી ખૂબ ખેદ થાય છે, એ હકીકત પણ સમજાવે છે.

કાળે ન કર્યું હોય તો તેના કેવા માઠા ફળો ભોગવવા પડે છે તે અજાણ્યું નથી.

એક ખેડૂત ચોમાસું આવતા પહેલાં જમીન ખેડીને તૈયાર ન કરે, અવસરે વાવણી ન કરે, આળસમાં ને આળસમાં વખત ગુમાવી બેસે. વરસાદ વરસી જાય. આજુબાજુ ખંતવાળા ખેડતોના ખેતરો ધાન્યથી પરિપૂર્ણ ડુંડાઓથી લચકતા હોય ત્યારે તે મૂર્ખ ખેડૂતને કેવો ખેદ થતો હોય તે અનુભવી જ જાણી શકે.

ભણવાનો કાળ રમતમાં ગુમાવે, અર્થ ઉપાર્જન કરવાનો સમય વિલાસમાં વીતે, ધર્મારાધનનો અવસર આળસમાં એળે જાય, પછી શું રહે?

**प्रथमे नार्जिता विद्या, द्वितीये नार्जितं धनम्। तृतीये नार्जितो धर्मः; चतुर्थे किं करिष्यति?।**

* * *

'ન્યાયમાલા' માં માધવે આ ન્યાયનો ઉપયોગ કર્યો છે. આ પ્રમાણે—

**"किं चतुर्धा करणादूर्ध्वमावाहनं किंवा प्रयाजेभ्यः पुरा, नाद्यः, अकाले कृतमकृतं स्यादिति, न्यायेनावाहनस्य निरर्थकत्वात्।"**

યજ્ઞમાં આવાહન કરવાનું હોય છે તે આવાહન ચાર પ્રકારના કરણ કર્યા બાદ કરવું કે પ્રયાજ-યજ્ઞની પૂર્વે કરવું? કરણ પછી આવા અકાળે કરેલું અફળ થાય છે એ ન્યાયથી તે સમયે કરેલું આવાહન નિરર્થક થાય છે.

એ જ રીતે જૈમિનિસૂત્ર ઉપરના શાબર ભાષ્યમાં, ન્યાયકંદલીમાં પાતંજલ ભાષ્યમાં આ ન્યાયનો ઉપયોગ આવે છે.

* * *

જીવનને સાર્થક બનાવવા માટે આ ન્યાયને સમજી-યથાર્થપણે હૃદયમાં ઉતારી હાથમાં આવેલ સમય ચૂકશો નહિ. જીવનમાં જાગૃતિ અને ઝડપ બે સતત કેળવવા કે શ્રેયની પરંપરા પ્રાપ્ત થાય.

એ અનુયોગો આવવાના જ. હું તો માત્ર સામાન્ય સ્વરૂપે જ એ વિષય ચર્ચવાનો. સૂક્ષ્મતાથી જાણવા સારુ, વિસ્તૃત રીતે વિચારવા સારુ તો પૂર્વાચાર્યોરચિત ગ્રંથોનું પારાયણ કરવું જરૂરી લેખાય.

ચેતન માત્રમાં ઉપયોગ હોવાનો જ કેમકે જીવત્વના લક્ષણની વ્યાખ્યામાં તેનો સમાવેશ થાય છે. ઉપયોગપૂર્વકની કરણીના મૂલ્ય આંકેરા જાણ્યા છતાં જીવો રજસવૃત્તિથી કિંવા ઓઘ સંજ્ઞાથી ઘણીવાર કરણી કરતા દૃષ્ટિગોચર થાય છે અને એથી યથાર્થ ફળ મેળવી શકતા નથી.




ઉપયોગનો કોઠો જોતાં જણાશે કે એના બે પાત્રો જ્ઞાન અને દર્શન જીવનને ઉન્નત બનાવવામાં મહત્વનો ભાગ ભજવે છે, આત્માના મૂળ ગુણ હોવા છતાં કર્મોના આવરણથી ઘેરાયેલ જીવ એને પિછાની શકતો નથી. જેટલા પ્રમાણમાં એ આવરણોથી છૂટા થાય એટલા પ્રમાણમાં ઉત્ક્રાંતિની કૂચ આગળ લંબાય.

ઉપરની વાત ધ્યાનમાં રાખી નિમ્ન ટંકશાળી વચનો વિચારતાં પ્રભુશ્રી મહાવીરદેવે જ્ઞાનને જ લોકાલોકપ્રકાશકર કહ્યું એ પાછળનો આશય ધ્યાનમાં આવશે.

**ज्ञानक्रियाभ्यां मोक्षः किंवा नाणकिरियाहिं मोक्खो ॥**

અર્થાત્ જ્ઞાન અને ક્રિયાવડે જ મુક્તિ બતાવી. એમાં જ્ઞાનની મુખ્યતા સકારણ છે. જાણ્યા કે સમજ્યા વિનાની કરણીના મૂલ્ય બરાબર બેસતાં નથી જ. કહ્યું છે કે—

**हतं ज्ञानं क्रियाहीनं, हता अज्ञानतः क्रिया ।**
**पश्यन् पङ्गुलो दग्धो, धावमानश्च अन्धकः ॥**

આચરણ વિનાનું જ્ઞાન નકામું છે અર્થાત્ પાંગળું છે, અને સમજ્યા વગરની કરણી પણ નકામી છે એટલે કે આંધળી છે. એકાએક આગ લાગે તો પાંગળો અને આંધળો દોડવા લાગે છતાં જંપલાયા વગર ના રહે. પાંગળો દોડી- શકે નહીં અને આંધળાને માર્ગ જડે નહીં. ઉભય જો સંપર્ક સાધે તો જરૂર બચી જાય. પાંગળો આંધળાના ખભે ચઢી, માર્ગ બતાવતો દોરે અને આંધળો એ પ્રમાણે ગતિ કરે તો બન્નેનું કામ થાય. જેમ એક પૈડાથી ગતિ સંભવતી નથી પણ બે ચક્રથી જ રથ ચાલી શકે છે તેમ એકલા જ્ઞાનથી કે એકલી ક્રિયાથી કંઇ શુકરવાર વળતો નથી. ઉભયની અગત્ય છે.

પ્રથમ જ્ઞાનની મહત્તા સમજી લઇએ.

ઉપાધ્યાય શ્રી યશોવિજયજી મહારાજ કહે છે કે—

**अज्ञाणसंमोहतमोहरस्स ।**
**नमो नमो नाणदिवायरस्स ॥**

અર્થાત્ અજ્ઞાન અને સંમોહરૂપી અંધકારને હરણ કરનાર એવા જ્ઞાનરૂપી સૂર્યને મારા વંદન હો.

ભવ્ય નમો ગુણ જ્ઞાનને, સ્વપરપ્રકાશક ભાવેજી;
પર્યાય ધર્મ અનંતના, ભેદાભેદ સ્વભાવેજી.
નવપદપૂજા૦

આગળ વધીએ તો સમ્યગ્ જ્ઞાન પૂજાની ઢાળમાં—
પ્રથમ જ્ઞાન ને પછી અહિંસા, શ્રી સિદ્ધાંતે ભાખ્યું;
જ્ઞાનને વંદો જ્ઞાન મ નિંદો, જ્ઞાનીએ શિવ-
સુખ ચાખ્યું.

સકળ ક્રિયાનું મૂળ જે શ્રદ્ધા, તેહનું મૂળ જે કહિયે;
તેહ જ્ઞાન નિત નિત વંદીજે, તે વિણ કહો
કેમ રહિયે?

ઉપર મુજબ જ્ઞાનની મહત્તા ગાનાર ઉપાધ્યાયજી એકલા જ નથી. પૂજ્ય શ્રી વિજયલક્ષ્મીસૂરિ પણ એમાં જ સૂર પૂરે છે.

'મનથી ન જાણે રે કુંભકરણ વિધિ,
તેહથી કુંભ કેમ થાશે રે?
જ્ઞાન દયાથી રે. પ્રથમ છે નિયમા,
સદ્ભાવ વિકાશે રે.
જ્ઞાન ભર્યા ભરતાદિક ભવ તર્યા,
જ્ઞાન સકળ ગુણ મૂળ રે.

દૂર શા સારુ જવું? ખુદ ચરમ તીર્થપતિ જ્ઞાતકુળનંદન શ્રીમુખે પંચમીના ચૈત્યવંદનમાં જણાવે છે કે—

જ્ઞાન વિના પશુ સરિખા, જાણો એને સંસાર;
જ્ઞાન આરાધનથી લહે, શિવપદ સુખ શ્રીકાર.
જ્ઞાની શ્વાસોશ્વાસમાં, કઠીણ કર્મ કરે છેહ,
પૂર્વ કોડી વર્ષાં લગે, અજ્ઞાને કરે તેહ.
દેશ આરાધક ક્રિયા કહી, સર્વ આરાધન જ્ઞાન;
જ્ઞાનતણો મહિમા ઘણો, અંગ પાંચમે ભગવાન.

આમ Knowledge is power એ તો સર્વત્ર સ્વીકૃત છે, તો ગુરુદેવ દર્શનનું શું? '**ज्ञानदर्शनचारित्राणि मोक्षमार्गः**' એ પણ સૂત્રકારનું વચન છે ને?

## સુવર્ણ રજ

પ્રથમ પગથીએ પાપનું ભાન થવું, બીજે પગથીએ પાપ કર્મનો પશ્ચાત્તાપ કરવો, ત્રીજે પગથીએ પાપમાંથી નિવૃત્તિ થવી, ચોથે કુસંગથી ઉપશમ થવું, પાંચમે પગથીએ સત્સંગમાં પ્રીતિ થવી, છઠ્ઠે ભગવાનનાં નામમાં રુચિ થવી અને ગામ કુથલીમાં અરુચિ થવી, સાતમે પગથીએ આંતરિક ભાવોનો ઉદય અને આઠમે પગથીએ પરમાત્માની ભક્તિ જાગ્રત થવી એ ભક્તોના સતત્ પ્રયાસો છે.

× × ×

ભક્તો સંસારમાં રહેવા છતાં પ્રભુજીને પોતાનું સર્વસ્વ અર્પણ કરી પ્રભુમય જીવન ગાળે છે. ધન્ય છે તે ભક્તોને કે જે પ્રભુની ખાતર પોતાનું સર્વસ્વ તન, મન, ધન અર્પણ કરી ચૂકયા છે.

# ધર્મ....કૌશલ્ય
## ( ૪૧ )

**છતાં અહિત ? Still wickedness.**

**ઘડપણ સામે ધમકી આપતું ખડું રહેલું છે, રોગો તો જાણે પાકા વેરી હોય તેમ શરીર સામે પ્રહાર કરી રહ્યા છે, અને તડ પડેલા ઘડામાંથી પાણી ટપકે તેમ આઉખું સરતું જાય છે, છતાં લોકો ( પોતાનું કે પારકું ) અહિત આચર્યે જાય છે, એ તો ભારે નવાઈની વાત છે.**

માણસનું જોર ત્રણ બાબતનું હોઇ શકે. હું જુવાનજોધ છું, હું હૃષ્ટપુષ્ટ પહેલવાન છું, હું અહીંનો અમરપટ્ટો લખાવી લાવ્યો છું, એના પેટામાં મારે ઘરનાં ઘર છે, મોટી જમીનદારી છે, મારે નોકરચાકર, સગાંસંબંધી પરિજનોની હૂંફ છે. આવી આવી બાબતો આવે. પછી તો એ તોરમાં ફરે, માથે ફેંટા ઉપર તોરા ચઢાવે, પગે ધમધમાટ કરતો ચાલે, ચમચમ કરતાં જોડાંને દાબી દાબીને ઘુમાવતો જાય, માથે તેલ ધૂપેલ નાખે, આંખમાં આંજણ આંજે, છાતી કાઢીને રોફ મારે વગેરે. પણ એ જરા વિચાર કરે ત્યારે એને માલૂમ પડે છે કે આમ છાતી કાઢીને ચાલવાનો અને મનમાં આવે તેવું બોલી નાખવાનો કાંઇ અર્થ નથી. પછી એને વિચાર આવે છે કે આ જુવાનીનો **લટકો** તો **ચાર દહાડાનો** છે. જેવી ઇંદ્રિયો શિથિલ થવા માંડી, આંખ કાનનું તેજ ઘટવા માંડયું, પગલાં આડાંઅવળાં પડવા માંડ્યાં કે બધું સાતડે સાત થઇ જશે અને સામે ઘડપણ ડોળા ઘૂરકતું ઊભું જ છે. પછી આજનો રંગ, આજનો ઓપ કે આજનું ધમસાણ ટકવાનું નથી.

અને એક ઘડપણનો વિચાર આવે ત્યાં તો તેની નજરમાં અનેક રોગો ખડા થઇ જાય છે. હાથપગમાં વા, ઘૂંટીનાં સાંધાની અકડાઇ, પક્ષઘાત, પરાધીનતા, કાનની બહેરાશ અને આંખનાં અંતાળા–આ સર્વ તેની નજર આગળ ખડા થઈ જાય છે, એ બીજા ભુજંગીના હાલહવાલ નજરે જુએ છે, બીજા વ્યાધિગ્રસ્તોના વ્યાધિઓ, રોગો અને દરદોની હારની હાર જુએ છે, એ શ્વાસ, દમ, સન્નેપાત, ટાઇફૉઇડ, ન્યુમોનીઆ અને કોલેરાના કેર જુએ છે અને એ વ્યાધિઓ તો સામે ઊભા છે એમ એ જાણી વિચારમાં પડી જાય છે.

અને પછી ઘરના ઘર અને ઘરના કારખાના, દુકાન, મેડી અને ઓફિસને પોતાનાં માની કરેલ કલ્પનાઓની જાળીની સામે એને દેખાય છે કે આ તો દરરોજ એક દિવસ આઉખામાંથી ઘટતો જ જાય છે. ત્યારે આ

આવી આફતને આરે ઊભેલ પોતાને નિરાંત શેની ? અને કેમ હોઇ શકે ? અને આંખે ઊંધા પાટાની ગણતરી પાછળ પોતે ખોટો દોરવાઈ ગયો છે એમ લાગે !

ત્યારે પછી આ પારકા ઉપરના ખાર શેના ? અને જીવજાન વેર કેવા ? અને પારકાની ચાડીચૂગલી કે નિંદા શા માટે કરવી ? અહીં કોણ બેસી રહેવાનું છે ? અને પાંચ પચીશ વર્ષની રમત ખાતર આ બધી વિટંબણા શા માટે ? કોને માટે ? એને કોણ ભોગવશે ? અને ભોગવી ભોગવીને કેટલું ભોગવશે ? જ્યારે કાકાનો સપાટો લાગશે અને ગળામાં હાંસડી પડશે ત્યારે એક ચાબખાના સપાટા સાથે આખી બાજી ખોઇ બેસવાની છે, મૂકી દેવાની છે, ન ગમે તોપણ છોડવી પડવાની છે ! તો પછી આવું અહિત કરનાર, નુકસાનકારક કામ કોઇથી પણ કેમ થાય ? પોતે પારકાનું અહિત કરે તેમાં પણ અંતે તો પોતાનું જ **અહિત** થાય છે અને જ્યાં અહીં રહેવાનાં જ ઠેકાણાં નથી, જ્યાં આખી ગણતરી જ ખોટા પાયા પર રચાયલી છે, જ્યાં હાલતાં ચાલતાં રોગોની પરાધીનતા સામે ખડી જ છે ત્યાં આવાં ખોટા રસ્તાને કેમ અપનાવાય ? સમજુ માણસ આવા અહિતને માર્ગે પડે એ તો ખરેખર નવાઈની વાત ગણાય. સાથે ચાલી આવતી જરાનો વિચાર કરીને, રોગોના પડતા પ્રહારોને અવલોકીને અને દરરોજ ઘટતા આયુષ્યને વિચારીને ડાહ્યો માણસ પોતાનો વિકાસ બગાડી નાખે એવા 'અહિત' ના કામને ન જ આદરે. અને એવા કામમાં રસ લે તો એના ડહાપણની કિંમત થઇ જાય.

---

व्याघ्रीव तिष्ठति जरा परितर्जयन्ती,
रोगाश्च शत्रव इव प्रहरन्ति देहम् ।
आयुः परिस्रवति भिन्नघटादिवाम्भो,
लोकस्तथाप्यहितमाचरतीति चित्रम् ॥

ભર્તૃહરિ.



( ૪૨ )

## પ્રકૃતિસિદ્ધ મહત્તા. Innate greatness.

જેઓ પોતાના સ્વભાવથી જ લોકોમાં ઉત્તમ હોય છે,
તે કદાચ મરણને સ્વીકારશે, પણ ખોટો માર્ગ તો નહિજ આદરે.

મહત્તા દુનિયામાં બે પ્રકારની હોય છે. એક સ્વભાવસિદ્ધ, જન્મથી સહચારી અને બનાવટ દંભ કે દેખાવના રંગ વગરની પ્રકૃતિજન્યા અને બીજી બાહ્ય આડંબરી, લદાયલી, કૃત્રિમ, ઔપચારિક. ધાંધલીઆ મોટા માણસો મહાન દેખાય, કોઈ કોઈવાર મોટાં માનપત્રો મેળવે, ગામ શહેર કે સંસ્થામાં આગળ પડતો ભાગ લે અને કોઇ કોઈ કાર્ય સેવાભાવે પણ બજાવે, પણ એ મહત્તાનો કસ નીકળે, કસોટી થાય ત્યારે ખરે વખતે એની મહત્તા સુકાઈ જાય છે, એની મોટાઇ સરકી જાય છે અને એ સામાન્ય ભૂમિકા પર આવી જાય છે અને કોઇ વાર તો તેથી પણ નીચો ઊતરી જાય છે. આ આડંબરી મહત્તાની અત્ર વાત નથી. એવા ટેટના નકલી હીરા ઝળકતા દેખાય, પણ એમાં અંદર પાણી ન હોવાથી એને ઝાંખા પડતા વાર લાગતી નથી. એ જેમ પાણીમાં પડે કે એનું તેજ ઝાંખું થઈ જાય છે અને પછી એના પર ગમે તેટલા બ્રશ કે સેમોઈલેધર લગાડવામાં આવે, પણ એ તેજ ધારી શકતા નથી, બતાવી શકતા નથી અને પોતાની જાતને અવગણનાના અંધકાર પાછળ ધકેલી દે છે. આવી કૃત્રિમ મોટાઇ લાંબો વખત ટકતી નથી, ટકે તો દીપતી નથી અને ઝગારા મારે તોપણ અંતે ને આખરે એનો વિનાશ થાય છે. સાચા કસ વખતે કે પાકી પરીક્ષા વખતે એનું મૂલ્યાંકન મીંડામાં થાય છે અને મેળવેલ કૃત્રિમ મહત્તા જાય છે ત્યારે મોટો કચવાટ પાછળ મૂકતી જાય છે.

બાકી જ્યાં સ્વાભાવિક મહત્તા હોય છે ત્યાં આખો આવિર્ભાવ અનેરો જ હોય છે એનો આખો ઉઠાવ જ જુદા પ્રકારનો હોય છે, એના સૌજન્યની સૌરભ અજબ મીઠાશ આપનારી હોય છે, એની વાતચીતમાં ઓર પ્રકારની ખાનદાની હોય છે, એના વિવેક કે સભ્યતામાં ભાત પાડે તેવી નિર્મળતા હોય છે, એના વિચારદર્શનમાં આદર્શ પ્રૌઢતા હોય છે, એની ચાલમાં ભાવભર્યો પ્રતાપ હોય છે, એની બોલીમાં ફૂલ કે મોતી ઝરતાં હોય છે અને એના વાતાવરણમાં આહ્‌લાદજનક કાંતિ શાંતિ અને સોરમ પ્રસરતી હોય છે. એના જીવનના કોઈપણ પ્રકારમાં ખૂબ ખેંચાણ હોય છે, એના સંસર્ગમાં ઉન્નતતા હોય છે, એના પરિચયમાં હૃદયંગત પ્રેમના ચમકારા મારતા હોય છે અને એની સાથે કામ પાડવામાં મન વિકાસ પામતું રમણ કરી રહે છે. આવા પ્રકૃતિસિદ્ધ મહાન પુરુષો સામે ગમે તેવી લાલચ આવે, ગમે તેટલા તાત્કાળિક લાભના પ્રસંગો આવે અને ગમે તેવી સાચી ખોટી દલીલો કે દાખલાઓ બતાવવામાં આવે-એવા સિદ્ધ મહાપુરુષને સાચે માર્ગેથી ચાતરી

શકાય નહિ, એ તરડાય પણ નહિ કે આડી નજરે એ નીચે રસ્તે ઊતરે નહિ.

એને કદાચ તાત્કાળિક નુકસાન ખમવું પડે, ભોગ આપવો પડે કે અવ્યવહારુપણાનો આક્ષેપ સહન કરવો પડે, તો તે **ખમશે,** પણ એ મોટાઇનો ત્યાગ નહિ કરે, એ પોતાની સગવડનો ભોગ આપે, પૈસાનો લાભ જતો કરે અને જરૂર પડે તો પોતાનો લાભ જતો કરે, પણ એ ન્યાય માર્ગને છોડે નહિ, પોતાનાં આદર્શોને જતાં કરે નહિ, લાગણીને વશ બની જાય નહિ અને પોતાની પ્રજા-સંતતિને વારસો ન આપવાની કે ઓછો આપવાની સ્થિતિમાં પણ એ પોતાની જાતને વેચે નહિ. એને મનમાં ન્યાય, સત્ય, સહાનુભૂતિ, મૈત્રી એવાં તો જામી જચી ગયેલા હોય છે કે એનાથી સ્વભાવતઃ બીજું કાંઇ થાય નહિ, બીજું આડું અવળું કે ગોટાળું કરવાનો એના મનમાં સંકલ્પ પણ થાય નહિ અને એના સદાચરણ કે વિવેકી વર્તનમાં તલતુષનો ફેર ન પડે.

ગમે તેમ થાય, પણ એ પોતાની જાતને હલકી પડવા દે જ નહિ. એ ગમે તેટલી યાતના ખમે, ટીકા ખમે, નુકસાની ખમે, પણ એ ગમે તેટલા ભોગે પણ સાચા માર્ગને છોડે નહિ અને અન્યાય કે અયોગ્ય માર્ગે ગતિ કરે નહિ. આવા પુરુષોથી પૃથ્વી પાવન છે, આવા પુરુષોથી પરિચયી પોતાને ધન્ય માને છે અને આવા વિશિષ્ટ મહત્તાશાળીને પગલે પગલે પ્રગતિ થાય છે. સાચે રસ્તે ચાલવામાં પોતે કાંઇ વધારે પડતું કરતો હોય એમ એને લાગતું નથી. આવા ઉત્તમ પુરુષોનાં જીવન ધન્ય છે, એનો પરિચય પ્રમોદકારી છે, આનંદ નિર્વિકારી છે, વ્યવહાર ઉન્નતિકારી છે. આવા પ્રકૃતિથી મહાનનો આદર્શ સન્મુખ રાખે ને ધર્મકૌશલ્ય સમજી તેને પોતાના જીવનમાં ઉતારે.

**મૌક્તિક.**

---

ये भवन्त्युत्तमा लोके, स्वप्रकृत्यैव ते ध्रुवम् । अभ्यङ्गीकुर्वते मृत्युं, प्रपद्यन्ते न चोत्पथम् ॥

**ભાવચંદ્રસૂરિ–શ્રી શાંતિનાથ ચરિત્ર.**



# વિશ્વશાન્તિનો સંદેશ.

એ તો સુપ્રસિદ્ધ જ છે કે-" જગતભરના પ્રાણીઓ સુખ અને શાંતિ ચાહે છે. " છતાં આધુનિક કળિકાળની વિષમ પરિસ્થિતિથી માનવ સમાજ આપત્તિઓનાં અનેક વાદળાંઓથી ઘેરાઇ રહ્યો છે, જેમાં આપણા નિર્દોષ લાખો બંધુઓનાં જીવનો ઉપર કળિકાળની કાતીલ કાતરે કલ્પનાતીત હૃદયદ્રાવક કાપ મૂકયો છે. ઉપસ્થિત કપરી પરિસ્થિતિના નિવારણ માટે '**તપ, પ્રભુપ્રાર્થના અને વિશ્વમૈત્રી**' એ ત્રણ ઉત્તમ ઉપાયો છે. તપ એ આવેલા અને આવતા ઉપદ્રવોને દૂર કરનાર અક્ષર વિનાનો મહામંત્ર છે. તપોબળથી યોગીશ્વરો વિશ્વને અનેક ચમત્કારોથી ચકિત કરી શકે છે. તપોબળથી શત્રુદળ બળહીન બની જાય છે અને સર્વત્ર ગગનભેદી વિજયનાદ પ્રસરે છે.

પરમપૂજ્ય જૈનાચાર્ય શિરોમણિ શ્રીમદ્ **વિજયનેમિસૂરીશ્વરજી મહારાજ** સાહેબના, (આ સાલ, ભાવનગરમાં ચાતુર્માસાર્થે બિરાજતા) પટ્ટધર શિષ્યરત્ન વિદ્વચ્છિરોમણિ પૂજ્ય આચાર્યશ્રીમદ્વિજય **લાવણ્યસૂરીશ્વરજી મહારાજશ્રીજી**એ, વિશ્વની શાંતિ નિમિત્તે વર્ત્તમાન ભયંકર પરિસ્થિતિની નિવૃત્તિ અર્થે, ઓછામાં ઓછા એક મહિના સુધી તપ કરવાનો ઉપદેશ આપ્યો હતો, જેને હજારો માનવોએ સહર્ષ વધાવી લીધો હતો. આ તપમાં રસકસ વિનાનું લૂખું ભોજન કરવાનું હોય છે, તે પણ ૨૪ કલાકમાં ફક્ત એક જ વખત, જેને જૈનો '**આયંબિલ**' તપ કહે છે.

સાથોસાથ મહારાજશ્રીએ, જગતના સકલ પ્રાણીઓની સાથે ભ્રાતૃભાવ-ભાઇચારો કેળવવા માટે પણ સૌ કોઇને હાકલ કરી હતી, જેમાં જણાવ્યું હતું કે-" દુનિયાના તમામ પ્રાણીઓને પોતાનું જીવન વહાલું છે અને દુઃખ કે મૃત્યુ કોઇપણ પ્રાણી સ્વપ્નમાં પણ ચાહતો નથી, માટે સમગ્ર વિશ્વના સકલ જીવોને પોતાના માનો. 'આ મારો ને આ પારકો' એવી સંકુચિત વિચારણાને આજથી જ દફનાવી દ્યો. 'સમગ્ર વિશ્વ મારું છે અને સમગ્ર વિશ્વનો હું છું.' આવી વિશ્વમૈત્રી હૃદયપટમાં આલેખો, અને પ્રાણી માત્રને તમારા તરફથી 'અભયદાન' આપો. આપણા સીદાતા-દુઃખી-નિરાધાર-ઘરબાર વિનાના-વિખૂટા પડેલા બંધુઓને તન મન ને ધનથી શકય મદદ કરો. પરોપકારથી જીવનને પાવન કરો. પરોપકારિતામાં જ જીવનની સફલતા છે. આવી વિશ્વબંધુપણાની ભાવના જ્યારે લાખો માનવોના માનસોમાં એકી સાથે જાગૃત થશે ત્યારે કુદરત અદલ ઇન્સાફ આપીને સ્વયં વિશ્વશાંતિને સ્થાપશે જ. અને લાખો માનવોની પવિત્ર ભાવનાનાં શુદ્ધ આંદોલનોથી શાંતિનો માણેકસ્તંભ વિશ્વમંડપમાં રોપાશે અને વિષમ તેમજ વિકટ વાતાવરણનાં વાદળાં જોતજોતામાં વિખરાઇ જશે."

હવે, ભારતવાસી દરેક ધર્મના અનુયાયી દરેક બંધુને અમારી એકસરખી સાદર નમ્ર વિનંતિ છે કે,-ઉપસ્થિત થયેલ ઉપદ્રવના નિવારણ માટે 'તપ કરો, જપ કરો, આપણા બંધુઓ દુઃખથી શીઘ્ર મુક્ત થાય તેવી પ્રભુ પાસે પ્રાર્થના કરો. વિશ્વમૈત્રીભાવથી સૌ કોઇને પોતાના તરીકે અપનાવો અને વિશ્વની શાંતિમાં તન મન ને ધનનો યથાશક્તિ ફાળો આપો. વિશ્વની શાંતિ ને ઉન્નતિમાં જ આપણી શાંતિ તેમજ આબાદી

# વર્તમાન સમાચાર





## ભારતવર્ષ ( આઝાદ ) સ્વતંત્ર થયાની ખુશાલીમાં આ સભાએ તા. ૧૫-૮-૪૭ ના રોજ ઉજવેલ મહોત્સવ.

ઉપરોક્ત દિવસે સભાના મકાનને ધ્વજા, તોરણો વગેરેથી લાઇટ સાથે શણગારવામાં આવ્યું હતું અને તા. ૧૪-૮-૪૭ તે માટે ખાસ આ સભાની મેનેજીંગ કમીટી બોલાવવામાં આવી હતી અને નીચે પ્રમાણે ખુશાલીનાં ઠરાવો કરવામાં આવ્યા હતા.

૧. ઉપરોક્ત મહોત્સવ માટે સેક્રેટરીઓ તરફથી વિવેચન કરવામાં આવ્યું કે કોમી વેર, ઝેર મટી સર્વત્ર શાંતિ પથરાય, હિંદની સર્વ પ્રજા એકમેક થઇ પ્રમાણિક સ્વતંત્રતા દેશમાં વ્યાપે અને અહિંસા ધર્મનો આખા ભારતમાં ધ્વજ ફરકાય તે માટે પ્રથમ પરમાત્માની પ્રાર્થના કરવામાં આવી હતી.

૨. આ માંગલિક દિવસની યાદગીરી નિમિત્તે સભાના સાધારણ ખાતેથી આજના ખુશાલી પ્રસંગે રૂા. ૧૦૦૦) જમે કરી દર વર્ષે તેનું વ્યાજ ટકા ચાર લેખે સભાએ આપવું અને તે રકમ આ તારીખે દર વર્ષે આપણા સાધર્મી બંધુઓને રાહત માટે વાપરવી. આ સભા પેટ્રન સાહેબો તથા લાઇફ મેમ્બરો પણ આ ઉત્તમ કાર્યમાં પોતાનો ફાળો આપી કૃતાર્થ થાય અને આ ફંડમાં વિશાળતા માટે જૈન સમાજના કોઇ પણ બંધુને તેની ખુશાલી નિમિત્તે તે ફંડમાં કંઈ મોકલવું હોય તો સભા ઉપર મોકલી આપે તેનો સ્વીકાર કરવો તે રીતે ઠરાવ કરવામાં આવ્યો હતો.

૩. આ મહોત્સવની ખુશાલી નિમિત્તે આવતી કાલે સભાના નોકરોને બોણી આપવી તેમ ઠરાવવામાં આવ્યું.

૪. કલમ બીજીમાં બતાવ્યા પ્રમાણે રૂા. ૧૦૦૦)નું વ્યાજ આવતી સાલ ઉપજે ત્યારે ઉપયોગ થાય માટે આજથીજ તેની શરૂઆત કરવા માટે રૂા. ૫૧) અંકે એકાવન આવતી કાલે તા. ૧૫-૮-૪૭ નાં દિવસની ખુશાલી નિમિત્તે આપણા જરૂરિયાતવાળા સ્વામીભાઇઓને સહાય તરીકે આપી આજથી તેની શરૂઆત કરીને અમલ કરવો.

ઉપર પ્રમાણે સભાની મેનેજીંગ કમીટીએ પરમાત્માની જય બોલાવ્યા પછી સભાસદો હર્ષ સાથે વિદાય થયા હતા.

---

સમાયેલી છે, કારણ કે જૈન શાસ્ત્રકારો ફરમાવે છે કે-" અતિદીન, દુઃખી, અનાથ, અશરણ, નિરાધાર તેમજ દયાપાત્ર પ્રાણી કે જે જૈન હો કે જૈનેતર હો, નાનો હો કે મોટો હો, દુનિયાનો હરકોઈ પ્રાણી હો, તેને તન, મન ને ધનથી સહાય કરનાર **'જૈન મહાશ્રાવક'** કહેવાય છે.

આશા છે કે-પ્રેમભાવે પાઠવેલ વિશ્વશાંતિ-નિમિત્તક આ સંદેશને આપ સપ્રેમ-વધાવી લેશો. અને વિશ્વની શાંતિમાં આપનો ફાળો અભિવ્યક્ત કરશો. એજ વિનંતિ.

વિ. સં. ૨૦૦૩ ના ભાદરવા શુ. ૫. શુક્રવાર તા. ૧૯-૯-૪૭.

અમો છીએ આપના શ્રી ભાવનગર જૈન સંઘના સેવકો—

**જુઠાભાઈ સાકરચંદ વોરા**
**ખાંતિલાલ અમરચંદ વોરા**
**ગુલાબચંદ આણંદજી શાહ**
**ભોગીલાલ મગનલાલ શાહ**
**પરમાણંદ તારાચંદ વોરા**
**છોટાલાલ નાનચંદ શાહ**

## અમારી નિરંતરની ચિંતા.

પ્રાતઃસ્મરણીય આચાર્યદેવશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ સપરિવાર ગુજરાનવાલામાં ચાતુર્માસ બિરાજમાન છે. ત્યાં ભયંકર સ્થિતિ હોવાથી આ સભાને નિરંતર ચિંતા થયા કરે છે, અને તે માટે ગુજરાનવાલા, અમૃતસર, લાહોર અને દીલ્હી, વડાપ્રધાન, મુંબઇ, શેઠ આણંદજી કલ્યાણજી વગેરે ઉપર અવારનવાર તારો અને પત્રો લખાયા જાય છે. છેલ્લા સમાચાર શેઠશ્રી આણંદજી કલ્યાણજી અમદાવાદથી તા. ૧૩-૯-૪૭ નાં રોજ મળેલ છે તે સમાજની જાણ માટે નીચે પ્રમાણે આપીએ છીએ

### જૈન જનતાની જાણ માટે

બેરેલા બ્રોડકાસ્ટીંગ સ્ટેશન મારફત આચાર્ય મહારાજ વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ સાહેબ વગેરે સાધુઓને સુખશાતા સંબંધમાં સમાચાર મંગાવેલા તે બ્રોડકાસ્ટીંગ સ્ટેશનવાળાને હોશીયારપુરથી તા. ૭-૯-૪૭ ના પત્રમાં ભોગીલાલ એમ. શાહ જણાવે છે કેઃ—મહારાજ શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી તથા તેમની સાથેના અન્ય સાધુ સાધ્વી જી ગુજરાનવાલામાં ક્ષેમકુશળ છે. ચોમાસું પણ ગુજરાનવાલામાં કરવાનું નક્કી રાખેલું છે. મહારાજશ્રી પાસે આપણા જૈન ભાઈઓ બસોએક છે. મહારાજશ્રીની બાબતમાં કોઈ પણ જાતની ચિંતા કરશો નહિં.

આપણા જૈન ભાઇઓને પણ કંઇ નુકશાન થયું નથી તેમ લખે છે. ગુરુમહારાજના પ્રતાપે ત્યાં શાંતિ છે. વધુ માહિતી સંબંધી શ્રી ગુલાબચંદ જૈન, નવ મહના દેરાસર, હીવારી બજાર પુછાવવા લખે છે.

### છેલ્લા તાર સમાચાર

સભાને તા. ૨૦-૯-૪૭ નાં રોજ શ્રીમદ્ વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજનો ખુદ પોતાનો જ નીચે મુજબ તાર ગુજરાનવાલાથી આ સભાને મળ્યો છે.

Safe uptill to-day will inform if starting Vallabhsuri.

આજદિન સુધી સહીસલામત છીએ. જો નીકળશું તો ખબર આપશું.

"વલ્લભસૂરિ"

### છેલ્લા તાર સમાચાર.

શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજનો ખુદ પોતાનો તા. ૨૦-૯-૪૭ નો મોકલેલો અરજંટ તાર આજે તા. ૨૨-૯-૪૭ ના રોજ અમોને મળ્યો છે. જે નીચે મુજબ છે.

Shree Jain Atmanand Sabha Bhavnagar-Received to-day all well Samashri Khamana.

"Vallabhasuri."

તમારો તાર આજે મળ્યો. સર્વે સુખશાંતિમાં છીએ. સંવત્સરી ખામણા.

શ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી

જૈન સમાજની જાણ માટે ઉપરના તાર સમાચાર પ્રગટ કરીએ છીએ. અમોને પણ આ સમાચાર જાણી ચિંતા ઓછી થઇ છે અને આનંદ થયો છે.

* હજી પણ ગુરુદેવશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ સપરિવાર ત્યાંથી ક્ષેમકુશળ વિહાર કરી સહીસલામત સ્થાન પર ન જાય-પહોંચે ત્યાં સુધી ચિંતા મટે તેમ નથી.

મુનિરાજશ્રી વિકાસવિજયજી મહારાજશ્રીનો તા. ૨૫-૯-૪૭ નો અમૃતસરથી તાર છે તેમાં જણાવે છે કે આચાર્ય મહારાજશ્રી વિજયવલ્લભસૂરીજી ગુજરાનવાલામાં સુખશાતામાં છે.

શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર

### ખેદજનક અવસાન.

સંઘની મણિલાલ પોપટલાલ ભાવનગરનિવાસી કે જેઓ આ સભાનાં લાઇફ મેમ્બર હતા તેમનું બીજા શ્રાવણ સુદિ ૧૩ ને શુક્રવારના રોજ ખેદજનક અવસાન થયું છે. તેઓ મીલનસાર સ્વભાવના અને ધર્મશ્રદ્ધાળુ હતા. આ સભાના તેઓ ઘણા વર્ષોથી લાઇફ મેમ્બર હતા. સદ્‌ગત આત્માની શાંતિ ઇચ્છીએ છીએ.

### ઇનામી નિબંધ.

" સામાજિક, રાજકીય અને ધાર્મિક દૃષ્ટિએ જૈન સમાજનું ભાવી " એ વિષય ઉપર ૪૦૦ લીટીનો નિબંધ તા. ૩૧-૧૨-૪૭ સુધીમાં નીચેનાં સ્થળ ઉપર મોકલી આપવા વિજ્ઞપ્તિ કરવામાં આવે છે. સાધુ અને યતિ પણ આમાં ભાગ લઈ શકે છે.

આ નિબંધમાં પ્રથમ આવનારને રૂા. ૧૦૧) અને બીજા નંબરે આવનારને રૂા. ૫૧) નું ઇનામ આપવામાં આવશે.

લી. માનદ મંત્રીઓ.
**આત્માનંદ જૈન સભા.**
૧૭, ધનજી સ્ટ્રીટ, મુંબઇ નં. ૩

---

## સાભાર-સ્વીકાર.

(૧) **શ્રીતિલકમંજરી:**-શ્રી વિજયનેમિસૂરિ ગ્રન્થમાળા રત્નમ્ ૨૭. પ્રકાશક શ્રી જૈન ગ્રંથ પ્રકાશક સભા. અમદાવાદ. કિં. ૦-૧૨-૦.

(૨) **આત્માની ઉન્નતિનાં ઉપાયો:**-શ્રી હંસસાગરજી મહારાજે આપેલું જાહેર વ્યાખ્યાન. મુંબઇ. પ્રકાશક શા. મોતીચંદ દીપચંદ, તંત્રી શ્રી શાસન સુધાકર-ઠળીયા.

(૩) **શત્રુંજય તીર્થદર્શન:**-પ્રયોજક ફુલચંદ હરીચંદ દોશી મહુવાકર. નિયામક, શ્રી યશોવિજયજી જૈન ગુરુકુલ-પાલીતાણા.

(૪) **હિતશિક્ષા છત્રીસી:**-છપાવી પ્રસિદ્ધ કરનાર મોહનલાલ ખોડીદાસ શાહ, શાંતાક્રુઝ (મુંબઇ.) સ્વર્ગવાસી ભાઇ રવીન્દ્રના સ્મરણાર્થે.

(૫) **શ્રી સીમંધરસ્વામીને વિનંતિરૂપ સવા સો ગાથાનું સ્તવન:**-લેખક પંડિત જયંતીલાલ જાદવજી. શેઠ રતીલાલ નથુભાઇ તરફથી ભેટ.

(૬) **જૈન ધર્મ દર્શન**-પ્રયોજક મણિલાલ મોહનલાલ ઝવેરી-મુંબઇ.

(૭) **જૈન સિદ્ધાંત** માસિક તથા **પર્યુષણપર્વ વિશેષાંક:**-પ્રકાશક-જૈન સિદ્ધાંત સભા. શાંતિસદન, લેમિંગ્ટન રોડ-મુંબઇ નં. ૭.

(૮) **શ્રી વીરપ્રકાશ:**-શ્રી શીહોર વીશાશ્રીમાળી જૈન યુવક મંડળ તરફથી, અંક ૧ લો.

(૯) **વિજયકેશરસૂરિનાં વચનામૃતો:**- સંગ્રાહક અને પ્રકાશક-પંડિત માવજી દામજી શાહ. મુખ્ય ધર્મ શિક્ષક, બાબુ પન્નાલાલ પૂનમચંદ જૈન હાઇસ્કૂલ-મુંબઇ.

(૧૦) **પ્રભાવિક પુરુષો ભા. ૨ જો.** લેખક:-મોહનલાલ દીપચંદ ચોકસી-મુંબઇ. પ્રકાશક:-શ્રી આત્માનંદ જૈન સભા-મુંબઇ. મૂલ્ય રૂા. ૩-૦-૦.

(૧૧) **શંખેશ્વર મહાતીર્થ ભા. ૧ લો.** લેખક:- શાન્તમૂર્તિ મુનિરાજશ્રી જયન્તવિજયજી. બીજી આવૃત્તિ. શ્રી યશોવિજયજી ગ્રંથમાળા કિં. રૂા. ૧-૬-૦.

(૧૨) **ધન્ય નારી:**-શ્રી લબ્ધિસૂરીશ્વર જૈન ગ્રંથમાળા (૧૯) લેખક:-પૂ. પં. શ્રી પ્રવિણવિજયજી ગણિવર, સહાયક પૂ. મુનિ મહારાજશ્રી મહિમાવિજયજીના સદુપદેશથી સુરતનિવાસી બાલુભાઇ પ્રેમચંદ ઝવેરી.

(૧૩) **નરકેશ્વરી** વા **નરકેસરી:**-લેખક-જયભિખ્ખુ પ્રકાશક-ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ.

(૧૪) **તીર્થાધિરાજ શ્રી સિદ્ધગિરિ પંચાશિકા:**- રચયિતા-પૂજ્ય મુનિરાજશ્રી સુશીલવિજયજી મહારાજ. કિં. રૂા. ૦-૮-૦.

(૧૫) **જૈન બાલ ગ્રંથાવલિ:**-શ્રેણી પહેલી:-પ્રકાશક-ગૂર્જર ગ્રંથરત્ન કાર્યાલય-અમદાવાદ.

(૧૬) **શ્રી વિજયધર્મસૂરિ શ્લોકાંજલિ:**-રચયિતા-મુનિ ન્યાયવિજયજી, તેનો ગુજરાતી તથા અંગ્રેજી અનુવાદ.

(૧૭) **ધાર્મિક અભ્યાસક્રમ પાઠ્યપુસ્તક પહેલું:**- સંપાદક-નંદલાલ અનભુજ શાહ ગૃહપતિ, જૈન શ્વે. મૂર્તિપૂજક વિદ્યાર્થી ભવન-કડી.

(૧૮) **શ્રી સિદ્ધાચલ તીર્થ સ્તવનમાલા** ( નવ સ્મરણ સહિત ):-પ્રકાશક:-મેઘરાજ જૈન પુસ્તક ભંડાર. મુંબઇ.

## અમારા માનવંતા લાઇફ મેમ્બરોને નમ્ર સુચના.

અત્યાર સુધીમાં થયેલા લાઇફ મેમ્બરોને શ્રી વસુદેવ હિંડી તથા શ્રી શાંતિનાથ ચરિત્ર ( તૈયાર થવા આવ્યું છે તે તૈયાર થયેથી તરત જ ) બંને ગ્રંથો પ્રથમ વર્ગના લાઇફ મેમ્બરોને ભેટ, બીજા વર્ગના લાઇફ મેમ્બરને ( ધારા પ્રમાણે ) ભેટ મોકલવામાં આવશે માટે. હાલ એમાંથી એકપણ ગ્રંથ ભેટ મંગાવવા તસ્દી લેવી નહિં.

રજીસ્ટર થયેલ પ્રાચીન ભંડારને પણ ભેટ તે વખતે મળશે.

## બીજા વર્ગમાંથી પ્રથમ વર્ગ થયેલાં માનવંતા લાઇફ મેમ્બરો.

શ્રી આત્માનંદ પ્રકાશના અશાડ માસના અંકમાં જણાવ્યા પ્રમાણે અમારી નમ્ર સુચનાને માન આપી હાલમાં અપાતાં શ્રી સંઘપતિ રૂા. ૬-૮-૦ તથા શ્રી મહાવીર યુગની મહાદેવીઓ રૂા. ૩-૮-૦ રૂા. ૧૦) દશના બે ગ્રંથો રૂા. ૫૦)ના વધારાના આપી પ્રથમ વર્ગના લાઇફ મેમ્બરો ઘણા બંધુઓ ( આત્મિક અને આર્થિક દ્રષ્ટિનો લાભ વિચારી ) ઉત્સાહપૂર્વક થાય છે, તેમને ભેટ આપેલી છે. હવે આ માસમાં બીજા અન્ય ધર્મ બંધુઓ જે નવા બીજા વર્ગમાંથી પ્રથમ વર્ગમાં સભાસદો થયા છે તેના નામો નીચે મુજબ છે.

### બીજા વર્ગમાંથી પ્રથમ વર્ગનાં થયેલા માનવંતા લાઇફ મેમ્બરો.

| | | |
|---|---|---|
| ૧ શ્રી ગોંડલ જૈન પુસ્તક ભંડાર હા. શેઠ હેમચંદ રતનશી | ૫ શેઠ જીવણભાઇ ગોરધનદાસ | ૧૦ શેઠ દીપચંદ જેઠાભાઇ |
| | ૬ શેઠ પરમાણુંદદાસ નરશીદાસ | ૧૧ શેઠ વેલચંદ કરશનદાસ |
| ૨ શાહ કાન્તિલાલ કેશવલાલ | ૭ વકીલ ગુલાબચંદ મુળચંદ | ૧૨ શાહ દીપચંદ જીવણલાલ |
| ૩ શાહ રાયચંદ મગનલાલ | ૮ શેઠ હિરાચંદ મગનલાલ | ૧૩ દલાલ છોટાલાલ ચુનીલાલ |
| ૪ શાહ કુંવરજી જેઠાભાઇ | ૯ શાહ માણેકચંદ ગોરધનદાસ | |

## બીજા વર્ગનાં લાઇફ મેમ્બરોને નમ્ર સુચના.

સ્થાનિક તથા બહાર ગામના સભ્ય સાહેબોને જણાવવાનું કે હજી સુધી રૂા. ૫૦) વિશેષ ભરી પ્રથમ વર્ગના લાઇફ મેમ્બર નથી થયા તેઓ પણ વિચાર કરી તેમ કરી શકે માટે આસો વદી ૩૦ સુધી પહેલા વર્ગમાં દાખલ થઇ ભેટનો લાભ મેળવે તેમ ઇચ્છીએ છીએ. કદાચ તે પ્રમાણે ભેટનો વિશેષ લાભ મેળવવા ઇચ્છા ન વધે તો છેવટે ઉપરની મુદત સુધીમાં સભાને પત્ર લખી-શ્રી સંઘપતિ ચરિત્ર કિં. રૂા. ૬॥ તથા શ્રી મહાવીર પ્રભુનાં યુગની મહાદેવીઓ કિં. રૂા. ૩॥ વેળાસર મંગાવી લેવા સુચના છે. કારણ કે આ બંને ઉપયોગી ગ્રંથો અન્ય જૈન બંધુઓ ઘણા મોટા પ્રમાણમાં મંગાવે છે જેથી આસો વદી ૩૦ પછી તે બંને બુકો સિલિક રહેવા સંભવ નથી, જેથી તે મુદત પછી આપ આ બુકો ભેટ તરીકે મંગાવવા ઇચ્છા ધરાવતા નથી તેમ ધારી તે સિલિક નહિં રહે તો પછી સભા આપને આપી શકશે નહિં માટે આપને યોગ્ય લાગે તે રીતે વિચાર કરી વેલાસર મંગાવી લેવા નમ્ર સુચના છે.

## નવા તૈયાર થતાં અપૂર્વ સાહિત્ય પ્રકાશનો.

( અનુવાદો )

૧ કથારત્નકોષ

૨ શ્રી પાર્શ્વનાથ પ્રભુ ચરિત્ર

૩ શ્રી શ્રેયાંસનાથ પ્રભુ ચરિત્ર

૪ મહાસતી દમયંતી ચરિત્ર ( શ્રી ઉપયોગી સીરીઝ તરીકે. )

### યોજનામાં

૫ શ્રી સુમતિનાથ પ્રભુ ચરિત્ર ( શ્રી સોમમંડનાચાર્યકૃત ) નંબર ૨-૩-૫ માં આર્થિક સહાયની અપેક્ષા છે.

## ૧ શ્રી વસુદેવહિંડી ગ્રંથ (શ્રી સંઘદાસ ગણિકૃત, ભાષાંતર)

તત્ત્વજ્ઞાન અને બીજી ઘણી બાબતોને પ્રમાણિક ઠરાવવા સાદતરૂપ આ ગ્રંથની સુમારે પાંચમા સૈકામાં શ્રી સંઘદાસગણિ મહારાજે રચના કરેલી છે. મૂળ ગ્રંથનું બહુ જ પ્રયત્નપૂર્વક સંશોધનકાર્ય સદ્ગત મુનિરાજ શ્રી ચતુરવિજયજી મહારાજ તથા વિદ્યમાન સાક્ષરવર્ય મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજે કરી જૈન સમાજ ઉપર મહાન ઉપકાર કર્યો છે. ભારતનો ઇતિહાસ તૈયાર કરવા માટે અજોડ અને બહુ જ પ્રાચીન ગ્રંથ છે. દરેક જૈન જૈનેતર સાક્ષર અને સાહિત્યકારની પ્રશંસાને પાત્ર થયેલ આ ગ્રંથ છે. આવા બહુ મૂલ્ય ગ્રંથનું ભાષાંતર વિદ્વાન રા. રા. ભોગીલાલ જ. સાંડેસરા એમ. એ. અમદાવાદવાળા પાસે તૈયાર કરાવેલ છે. ખરેખરી જ્ઞાનભક્તિનું આ ઉત્તમોત્તમ કાર્ય છે. આ ગ્રંથમાં અનેક ઐતિહાસિક સામગ્રી અનેક જાણવા યોગ્ય વિષયો અને કથાઓ આવેલી છે. સુમારે છસેંહ પાનાનો ગ્રંથ કપડાનું પાકું બાઇન્ડીંગ સુંદર સચિત્ર કવર જેકેટ સાથે કિંમત રૂા. ૧૨-૮-૦ પોસ્ટેજ અલગ. પ્ર૦ વ૦ના લાઇફ મેમ્બરોને ભેટ મળશે.

## ૨ શ્રી શાંતિનાથ ચરિત્ર—શ્રી અજિતપ્રભસૂરિકૃત.

મૂળ ઉપરથી ગુજરાતી ભાષાંતર સુંદર-સરલ-વિવિધ કલરીંગ સચિત્રો સાથે, ઉંચા કાગળો ઉપર, સુંદર ગુજરાતી ટાઇપમાં છપાય છે, પાકા બાઇન્ડીંગથી અલંકૃત કરવામાં આવશે. દેવાધિદેવ શ્રી શાંતિનાથ પ્રભુના બાર ભવોનું અપૂર્વ સ્વરૂપ, અનેક બીજી અંતર્ગત કથાઓ, બાર વ્રત અને બીજા વિષયો ઉપરની દેશના, અનુકંપા (જીવદયા)નું અદ્ભુત, અપૂર્વ, અનુપમ વૃત્તાંત આ ચરિત્રમાં આવેલ છે જે મનન કરવા જેવું છે. ઘણે ભાગે દીવાળી લગભગ પ્રકટ થશે. છપાય છે. રૂા. ૧૦૧) આપી પ્રથમ વર્ગના ભાદરવા વદી ૩૦ સુધીમાં નવા થનારા લાઇફ મેમ્બરોને આ ભેટનો લાભ મળશે.

## "નૂતન સાહિત્ય પ્રકાશન"

### ૧ શ્રી પાર્શ્વનાથ પ્રભુ ચરિત્ર.

શ્રીમાન્ દેવભદ્રાચાર્યકૃત ૧૧૦૦૦ હજાર શ્લોક પ્રમાણ, પ્રાકૃત ભાષામાં બારમા સૈકામાં રચેલો તેનું ભાષાંતર છપાય છે. આ ચરિત્ર ગ્રંથકર્તા આચાર્ય મહારાજની વિદ્વત્તાપૂર્ણ સુંદર, અનુપમ, અલૌકિક રચના છે. આટલો મ્હોટો શ્રી પાર્શ્વનાથ ચરિત્ર ગ્રંથ બીજો નથી. તેમ આવી મહત્વપૂર્ણ ચરિત્ર રચના ભાગ્યેજ બીજા ગ્રંથમાં હશે. પ્રભુના ભવોના વિસ્તૃત વર્ણન સાથે, પ્રભુના દશ ગણધરોના પૂર્વભવોના ચરિત્રો સાથે આપવામાં આવેલ છે. સાથે અનેક અંતર્ગત કથાઓ અને ઘણા જાણવા યોગ્ય વિવિધ વિષયો પણ આવેલાં છે. ગ્રંથ છપાય છે. આ એક અપૂર્વ કૃતિ છે. ૬૫ ફોર્મ સાડા પાંચસેંહ પૃષ્ઠ, અને આકર્ષક રંગીન ચિત્રો, મજબુત બાઇન્ડીંગવડે ગુજરાતી સારા અક્ષરોથી છપાય છે. આર્થિક સહાય શેઠશ્રી ચંદુલાલ ટી. શાહ (ડેપ્યુટી મેનેજર, ક્રાઉન લાઇફ કંપની) તરફથી પોતાના પૂજ્ય સ્વર્ગવાસી પિતા શ્રીયુત ત્રિભુવનદાસ મંગલજી શાહના સ્મરણાર્થે સભાને મળેલી છે.

**૨ શ્રી કથારત્નકોષ ગ્રંથ**—શ્રીમાન્ દેવભદ્રાચાર્ય મહારાજે (સંવત ૧૧૫૮ માં પ્રાકૃત ભાષામાં રચેલો છે. જેમાં સમ્યકૃત્વ આદિ તેત્રીશ સામાન્ય ગુણો અને પાંચ અણુવ્રત આદિ વિશેષ ગુણોને લગતી ૫૦ વિષયો સાથે તેની મૌલિક, સુંદર પઠનપાઠન કરવા જેવી કથાઓ વાચકોની રસવૃત્તિ આખો ગ્રંથ વાંચતા નિરસ ન કરે તેવી સુંદર રચના આચાર્ય મહારાજે કરી છે. આ ગ્રંથમાં આવેલ ગુણોનું સ્વરૂપ, તેનું વિવેચન, તેને લગતા ગુણદોષો, લાભ-હાનિનું નિરૂપણ આચાર્ય મહારાજે એવી સુંદર પદ્ધતિ, સંકલનાથી કર્યું છે કે જેથી આ ગ્રંથની અનુપમ, અમૂલ્ય અપૂર્વ રચના બનેલ હોવાથી તે અપૂર્વ સાહિત્ય ગ્રંથ ગણાય છે. આ સુંદર ગ્રંથ મૂળ અમોએ પ્રસિદ્ધ કર્યો છે, જેની મૂળની કિંમત રૂા. ૮-૮-૦ છે. જેનું આ સરલ શુદ્ધ ભાષાંતર પણ સાક્ષરવર્ય મુનિરાજ શ્રીપુણ્યવિજયજી મહારાજની દેખરેખ નીચે થયેલ છે. તે ગ્રંથના પાના સુમારે પાંચસેંહ ઉપરાંત થશે.

મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઇ : શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ : દાણાપીઠ-ભાવનગર.

# શ્રી આત્માનંદ પ્રકાશ






પુસ્તક ૪૫ મું. | આત્મ સં. ૫૬ | સંવત ૨૦૦૮.

અંક ૪ થો. | | કાર્તિ[illegible]














વાર્ષિક લવાજમ રૂા. ૩-૦-૦ પોસ્ટેજ સહિત.

પ્રકાશક—

— : શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર : —




# અનુક્રમણિકા.



## આ માસમાં નવા થયેલા માનવંતા સભાસદો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | શેઠ સોરાભાઇ હઠીસીંગ | | પેટ્રન | અમદાવાદ |
| ૨ | શાહ ચીમનલાલ રેવાલાલ | (૧) | લાઇફ મેમ્બર | કોલ્હાપુર |
| ૩ | શાહ ડાહ્યાલાલ ભાઇચંદ | (૧) | ,, | ,, |
| ૪ | શ્રીમતી વસંતબ્હેન હિંમતલાલ તલસાણીયા M. A. | (૧) | ,, | મુંબઇ |
| ૫ | શાહ પ્રતાપરાય ત્રિભુવનદાસ | (૧) | ,, | બીજાપુર |
| ૬ | શાહ ચતુરદાસ પરસોતમદાસ મ્હેતા | (૧) | ,, | પાદરા |
| ૭ | શેઠ ધનજીભાઇ ત્રીકમજી | (૧) | ,, | મુંબઇ |
| ૮ | સંઘવી રણછોડદાસ નેમચંદ જામનગરવાળા | (૧) | ,, | ,, |
| ૯ | શાહ નાગરદાસ ધરમસી ટાણાવાળા | (૧) | ,, | ,, |
| ૧૦ | શાહ શાંતિલાલ જીવરાજ નથ્થુભાઇ | (૧) | ,, | ભાવનગર |
| ૧૧ | શાહ કાન્તિલાલ નથ્થુભાઇ | (૧) | ,, | ,, |

## આનંદપૂર્વક શહેર ભાવનગરમાં ચાતુર્માસ વિસર્જન.

શ્રીમાન્ આચાર્યદેવ શ્રી વિજયનેમિસૂરીશ્વરજી મહારાજના વિદ્વાનશિષ્ય આચાર્ય મહારાજ **શ્રી લાવણ્યસૂરિજી** મહારાજ સપરિવાર આ શહેરમાં આ ચાતુર્માસમાં બિરાજમાન હતા. આચાર્ય મહારાજ વ્યાકરણ, ન્યાય અને તત્ત્વજ્ઞાન ( આગમજ્ઞાન ) વગેરેના નિષ્ણાત હોવાથી આ ચાતુર્માસમાં પોતાની વિદ્વતાપૂર્ણ વાણીવડે શ્રી પૂજ્ય ભગવતી સૂત્ર અને સાથે સત્ત્વશાળી નરેન્દ્ર વિક્રમાદીત્ય ચરિત્ર બહુજ સરલ, મીષ્ટ, સુમધુર અને બાળજીવો ( સહજ જ્ઞાનવાળા ) સમજી શકે તેવી વાણીવડે સંભળાવી જૈન સમાજ ઉપર ઉપકાર કર્યો છે. પર્યુષણમાં તેની આરાધના, તપસ્યાઓ, જ્ઞાનદાન, અનેક એવા બીજા શાસન પ્રભાવનાના અનેક કાર્યો થતાં શ્રી સંઘે યથાશક્તિ આત્મકલ્યાણ સાધ્યું છે. આવા વિદ્વાન મુનિવરોને દર વર્ષે અત્રેના શ્રી સંઘે વિનંતી કરી ચાતુર્માસ માટે આમંત્રણ કરવાની જરૂર છે.

# શેઠશ્રી સારાભાઈ હઠીસીંગનું સંક્ષિપ્ત જીવન વૃત્તાંત.

ગુર્જર ભૂમિ-દેશનું મુખ્ય શહેર **અમદાવાદ** વ્યાપાર, ઉદ્યોગ હુન્નર અને લક્ષ્મીવડે નિરંતર થતી જતી આબાદીથી રાજનગર કહેવાય છે. અનેક પ્રકારની શિક્ષણ સંસ્થાઓ, વિદ્યાપીઠો, અને કલાધામોવડે વિદ્યાધામ મનાય છે. અલૌકિક સુંદર, રમણીય અનેક જૈન મંદિરોવડે જૈનપુરી કહેવાય છે. વિદ્વાન ત્યાગી મહાત્માઓના આવા ગમનને લીધે શાસ્ત્ર શ્રવણવડે જૈન સમાજમાં દેવ, ગુરૂ, ધર્મની શ્રદ્ધાવડે શાસન પ્રભાવનાના અનેક માંગલિક કાર્યો પણ થયા કરે છે. આ જૈનપુરી શહેરમાં શેઠ સાહેબ **સારાભાઇ** હઠીસીંગનો જન્મ થયો હતો.

વંશપરંપરાથી ધર્મ શ્રદ્ધા અને જૈન સંસ્કાર શ્રીયુત્ સારાભાઇ શેઠને વારસામાં મળ્યા હતા. લઘુવયમાં આર્થિક સ્થિતિ સામાન્ય હોવા છતાં વ્યાપારી લાઇનમાં જોડાયા, પછી કુશાગ્ર બુદ્ધિ, પૂર્વ પુણ્ય અને દેવ, ગુરૂ, ધર્મની ઉપાસનાવડે રૂ અને કાપડના કમીશન એજંટ તરીકે મુંબઇ, અમદાવાદમાં ધંધો શરૂ કર્યો; બંને સ્થળે નિષ્ણાત, વ્યવહાર કુશળ વ્યાપારી તરીકે સારી ખ્યાતિ પ્રાપ્ત થઇ, સાથે આર્થિક સંપત્તિ વધવા લાગી અને ધર્મ શ્રદ્ધાની પણ વૃદ્ધિ થઇ, અને જૈન સમાજમાં એક ગર્ભ શ્રીમંત જૈન તરીકે ગણના પણ થવા લાગી.

રાજેશ્રી સારાભાઇની હાલ ચોસઠ વર્ષની લગભગ વય હોવા છતાં ઘણા વર્ષો પહેલાં બ્રહ્મચર્ય વ્રત ઉચરી આત્મકલ્યાણ પણ સાધ્યું છે. દર વર્ષે તીર્થયાત્રા કરવાનો નિયમ છે અને તેથી જ ગઇસાલ શ્રી તાલધ્વજગિરિની નવાણું યાત્રા પણ કરી હતી. અઠ્ઠાઇમહોત્સવ, શાંતિસ્નાત્ર જેવા દેવ ભક્તિનાં કાર્યો પણ

જીવનમાં ભૂલ્યા નથી, અને તે ઉદારતાપૂર્વક કર્યા છે. પ્રતિક્રમણ, જિનપૂજા, રાત્રિ ભોજન ત્યાગ, સામાયિક વગેરે તો શેઠ સાહેબની નિરંતરની ધાર્મિક પ્રવૃત્તિ ચાલુ જ છે. મહારાજા જામસાહેબ સાથે સારા સંબંધને લઇને તીર્થને અંગે ઉપયોગી કાર્ય તેમની તે લાગવગથી પણ થયેલ છે.

સ્વભાવે સરલ, પુણ્ય પ્રભાવક હોવા છતાં હંમેશાં વ્યવહારમાં લઘુતા દર્શાવનારા છે. આ પુણ્યશાળી પુરૂષને ધર્મનિષ્ઠ, તેમને પગલે ચાલનારા શ્રી રમણભાઇ, રતિલાલભાઇ, મનુભાઇ, ચીનુભાઇ, અંબાલાલભાઇ અને અનુભાઇ એ છ સુપુત્રો અને એક સુપુત્રી શ્રી કંચનબ્હેન છે. એમણે તેમજ તમામ પુત્રો પૌત્રોએ પણ ઓળી કરેલી છે. મોટા સુપુત્ર રમણભાઇ 'સમયજ્ઞ અને સર્વ ભાઇઓ સજ્જન છે.' શ્રી રતિભાઈ અને અનુભાઇએ તો ઉપધાન પણ વહન કર્યા છે એટલે કે આખું કુટુંબ ધર્મનિષ્ઠ છે.

શેઠ સાહેબ અને તેમના સુપુત્રોએ આ સભાની કાર્યવાહી, દેવ, ગુરૂ, અને ધર્મની ભક્તિ જાણી અને થતી જતી પ્રગતિ અવલોકી શ્રી સારાભાઈ શેઠ આ સભાના માનવંતા પેટ્રન (મુરબ્બી) થયા છે, જે માટે આભાર માનીએ છીએ. શેઠ સાહેબ, સારાભાઇ વગેરે દીર્ઘાયુ થઇ આધ્યાત્મિક, શારીરિક અને આર્થિક સંપત્તિ મેળવી, અનેક સખાવતો કરી દિવસાનુદિવસ આત્મકલ્યાણ સાધે તેવી પરમાત્માની પ્રાર્થના કરીએ છીએ.



શ્રી કૃષ્ણકુમારસિંહજી પ્રી. પ્રેસ–ભાવનગર

# શ્રી આત્માનંદ પ્રકાશ.

... પ્રકાશકઃ—શ્રી જૈન આત્માનંદ સભા-ભાવનગર ...

વીર સં. ૨૪૭૪. | કાર્તિક | પુસ્તક ૪૫ મું.

વિક્રમ સં. ૨૦૦૪. | :: ઇ. સ. ૧૯૪૭ ડીસેમ્બર :: | અંક ૪ થો.


## વિમલગિરિરાજ—સ્તવન.

( ઉડન ખટોલે પે ઉડ જાઉં. )

વિમલ વિમલગિરિ જાઉં,
પ્રભુ જોઇ હરખાઉં......હાં......પ્રભુ...ટેક૦

તન, મન, ધન, પ્રભુ ચરણે અર્પું,
પ્રેમે શીશ નમાવું,
ચંદન, અક્ષત, પુષ્પ ધરીને
ભક્તિ-ગીત ગજાવું
ન્યારા નૃત્યે ચરણો રાજે, ગાઉં ગુણુને મધુર અવાજે,
થાયે હર્ષ અપાર......
જિનવરકેરા ચરણકમળમાં,
પામું સઘળો સાર........
આંગી દિવ્ય રચાવું, જિનવર-ધૂન મચાવું.........પ્રભુ૦

પુંડરીક જ્યાં સિદ્ધિ વરીયા,
પંચ કોટિ મુનિવર ઉદ્ધરિયા;
એવા તીર્થે દર્શન પામી,
મુક્તિપંથ સજાવું;
મુનિ હેમેન્દ્ર અજિત પદ લેવા,
વિમલાચલ ગુણ ગાઉં,
એ ગિરિવર શરણે જાઉં ( ૨ )...........વિમલ૦

મુનિરાજ હેમેન્દ્રસાગરજી.




પૂજ્યપાદ પ્રાતઃસ્મરણીય શ્રી શ્રી ૧૦૦૮ શ્રીમદ્
**વિજય વલ્લભસૂરીશ્વરજી** મહારાજ સાહેબની
૭૮ મી જન્મ જયંતિના સ્મરણરૂપ

# વર્ષાભિનંદન સ્તુતિ.

દોહરો.

સંવત ભૂજ સહસ્ર વેદ (૨૦૦૪), મંગલ નવલ પ્રભાત;
કુમ કુમવર્ણી ખીલતી, પ્રભા ભાનુ ઉદ્યાત× ૧

મંદાક્રાંતા.

ખીલે ભાનુ નવલ વર્ષે, શાન્તિ સામ્રાજ્ય સ્થાપે;
ફુલે ફાલે કુસુમ કળીયો, દિવ્ય સુગંધ આપે;
કોકિલાના મધુર ટહુકે, ગુંજતી આમ્ર વાડી;
આશ્રિતોને શીતલ બનવે, ઉષ્ણુતાને નસાડી. ૧

અનુષ્ટુપ.

શાન્તિ ને સુરભી નિત્યે, ગૌરવે ગુંજતા રહો;
નિવારી દુઃખ દુઃખીના, આશિષો દિલની લહો. ૧

દોહરો.

વર્ષાભિનંદન સુભગ, સ્વીકારો ધરી સ્નેહ;
**વિનય** ઈંદ્ર તો વિનવે, વરસો અમિરસ મેહ. ૧

રચયિતા—
**મુનિશ્રી વિનયવિજયજી—વડનગર.**

× ઉદ્યોત



# વિચારશ્રેણી

લેખક—આચાર્યશ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

અહિંયા કાંઈપણ ન કરી શકો અથવા તો ન મેળવી શકો તો કાંઈ ચિંતા નહિં પણ અણજાણ તો રહેશો જ નહિં. સાચું અને સારું જાણીને જ જશો; કારણ કે સાચું જાણેલું હશે તો સંસારની શેરીયોમાં ભૂલા પડશો નહિં અને સમય આવ્યે સાચી સિદ્ધિ મેળવી શકશો.

સર્વથા અણજાણ અને અકર્મણ્યને જણાવવા સ્વ–પરની યોગ્યતાના પ્રમાણમાં કાંઇક બોલવું અને લખવું તે તો કાંઇક ઠીક કહેવાય, પણ જાણ અને કર્તવ્યપરાયણની સ્ખલનાને ઉદ્દેશીને બોલવામાં અને લખવામાં દુનિયાને ડહાપણ બતાવવું તે એક પ્રકારની મૂર્ખાઈ છે, કારણ કે કર્તવ્યપરાયણ જાણ બધુંય જાણે જ છે અને તેને કાર્યસિદ્ધિમાં અનેક પ્રકારના વિઘ્નો આવીને સ્ખલના પહોંચાડે છે તેમજ અનેક મુશ્કેલીઓનો સામનો પણ કરવો પડે છે; પણ કર્તવ્યહીન લખનાર કે બોલનારને તો માત્ર જીભ હલાવવી કે કાગળ કાળા કરવા તે સિવાય કાંઈપણ વિઘ્ન કે મુશ્કેલી જેવું હોતું નથી; માટે જ આવા કર્તવ્યહીન જીવો કર્તવ્યપરાયણની જનતાના મોઢેથી પ્રશંસા સાંભળીને ઇર્ષ્યાથી તેમની સ્ખલના અને દોષોને દુનિયા આગળ ઉઘાડા કરીને મોટાઇ તથા જાણપણાનું માન મેળવવાની આશા રાખતા હોય તો તેઓની અજ્ઞાનતા જ છે.

આત્મબળ મેળવ્યા સિવાય બુદ્ધિમત્તાની ખ્યાતિ માટે જનતામાં ડહાપણ ડોળનાર ડાહી જનતામાં તો હાંસીનું પાત્ર જ બને છે.

વિદ્વેષ–વિરોધ–ઇર્ષ્યા તથા અણગમાના આશ્રયમાં રહીને બીજાને જનતામાં હલકો બતાવી તેની નિંદા સાંભળવાના આશયથી બોલનાર કે લખનાર અધમ કોટીનું પાત્ર હોય છે. તેના બોલવાની કે લખવાની સજ્જન પુરુષોને કાંઇપણ અસર થતી નથી અને પોતે જ તેમના તરફથી તિરસ્કારની લાગણીનો લાભ મેળવે છે.

જો આત્મકલ્યાણ મેળવવાની ઇચ્છા રાખતા હો તો તેને સાચી રીતે સમજીને તે જ રસ્તે ચાલવા માંડજો, પણ અનાદિ કાળથી સમજી રાખેલા અકલ્યાણના માર્ગે તો જશો જ નહિં.

જેઓ એમ કહે છે કે અમારે તો કોઈની પણ સાથે વૈર–વિરોધ નથી તો પછી તેમને કોઇના ઉપર રાગ પણ ન હોવો જોઇએ અને જો તેમનામાં રાગ છે તો પછી વૈર–વિરોધની ના પાડે છે તે જૂઠું બોલે છે; કારણ કે જ્યાં રાગ હોય છે ત્યાં દ્વેષ અવશ્ય હોય જ છે અને એટલા માટે જ રાગ ક્ષય થયા સિવાય વીતરાગ બની શકાતું નથી.

બીજાનું હિત કરવાની ઇચ્છા થાય તો ભલે કરો, ઉત્તમ કાર્ય છે પણ સ્વાર્થાંધ બની અંતરમાં અહિતની બુદ્ધિ રાખી પરનું હિત કરવાનો ડોળ દેખાડશો નહિં, કારણ કે તેથી આ લોકમાં અપ્રમાણિક બનશો અને પરલોકમાં અધોગતિની યાતનાઓ ભોગવશો.

જનતાને પ્રતિજ્ઞાપૂર્વક પોતાની જીવન-પ્રવૃત્તિનો પરિચય આપીને અવળી પ્રવૃત્તિ આદરનાર વિશ્વાસઘાતી છે માટે તે ગમે તેવી પ્રવૃત્તિથી પણ સ્વ–પરનું શ્રેય કરી શકતો નથી, છતાં તે પરશ્રેયનો દાવો કરતો હોય તો

માત્ર ક્ષુદ્ર વાસના પોષવાના આશયથી જનતાને ઠગે છે.

અમે જાણીએ છીએ તે બધું યથાર્થ સાચું જ છે એમ માની લેવાની ભૂલ કરશો નહિ, કારણ કે જ્યાંસુધી તમને જાણવાને બીજાના લખાણ તથા કથનની અપેક્ષા રાખવી પડે છે પણ સ્વતંત્રપણે જાણતા નથી ત્યાંસુધી જાણવામાં તથા સમજવામાં તમે ભૂલવાના જ.

માનવી માત્ર મળેલા જીવનનું રક્ષણ કરવાને નિરંતર કાળજીપૂર્વક પ્રયત્ન કરે છે પણ સાચા જીવનને સમજવાની કોઇક જ કાળજી રાખે છે.

ક્યાં જવાશે તેનાથી તો તમે અણજાણ છો પણ સુખી સ્થળે જવાના માર્ગને તો અવશ્ય જાણો જ.

જે કાર્ય કરવાથી અપકીર્તિની આશંકા રહેતી હોય તેવા કાર્યનો સંકલ્પ સરખોય કરશો નહિં.

નિઃસ્વાર્થી તથા નિર્લોભી માણસમાં સ્વાભાવિક સભ્યતા તથા નમ્રતા હોય છે, ત્યારે સ્વાર્થી તથા લોભી માણસમાં દેખાવ પૂરતી જ હોય છે.

માનવ પ્રકૃતિમાં પ્રાયઃ એક એવો અવગુણ ઘર કરી બેઠો છે કે માનવી પોતાની પાસે સારી અને સુંદર વસ્તુ કેમ ન હોય તોયે બીજાની વસ્તુ તેને પ્રિય લાગે છે અને તેને વાપરવાની ઇચ્છા રાખે છે.

એક જ જાતની વસ્તુ બે માણસ કેમ ન વાપરતા હોય છતાં તેમને એક બીજાની વસ્તુમાં નવીનતા દેખાય છે અને તેને વાપરવાને ચહાય છે, એ જ મનુષ્ય પ્રકૃતિની વિલક્ષણતા બતાવી આપે છે.

પરાધીન સુખ-સંપત્તિમાં નિરાશાને અવકાશ રહે છે, પણ સ્વાધીન સુખ-સંપત્તિમાં તો નિરાશાનો ઓળો સરખોયે હોતો નથી; છતાં માનવી પરાધીન સુખ મેળવવા મથી રહ્યા છે, એ જ તેમની અજ્ઞાનતા સૂચવે છે.

સ્વાર્થી તથા અણજાણ માણસોની શ્લાઘાથી ફૂલાવું તે મૂર્ખતા છે.

મૂર્ખ શ્રીમંત તથા સ્વાર્થી પઠિત મૂર્ખની સહાનુભૂતિથી ખ્યાતિ મેળવી ખુશ થવું તે અજ્ઞાનતા છે.

અવળાં કૃત્યોથી સત્કાર પામેલો આત્મા બીજાના આદરસત્કારથી સન્માનિત થઇ શકતો જ નથી.

અસત્ય-માયા-દંભ-દુરાચાર આદિ અવગુણોથી પોતે જ પોતાના આત્માનું અપમાન કરનાર અજ્ઞાનીઓના સન્માનથી ફૂલાતો હોય તો તેનામાં ડહાપણનો અંશ પણ હોતો નથી.

સદાચારી હોય કે દુરાચારી પણ પૈસાથી તથા કહેવાતી વિદ્વતાથી અણજાણ અથવા તો સ્વાર્થી દુનિયામાં થોડુંઘણું પણ માન મેળવનારના આવકારને ચાહનાર ઘણા હોય છે.

ખોટું પણ બીજાને મનગમતું કહીને પોતાની વાસના પોષવાનાં સાધન મેળવવાના સિદ્ધાંતવાળાથી સ્વહિત જાળવનારે સાવચેત રહેવાની જરૂરત છે.

ડાહી-ડાહી સુધરેલી ભાષામાં વાતો કરનારમાં સત્ય-સત્વ-સ્વચ્છતા તથા સરળતા કેટલી છે તેને સાચી રીતે જાણ્યા સિવાય તેની વાગ્જાળમાં ફસાઇને જીવનસંપત્તિ કે ધનસંપત્તિનો નાશ કરવો નહિ.

નમતાને નમતું આપવું, પણ ગમતું આપવું નહિ, બુદ્ધિપૂર્વક સારી રીતે વિચાર કર્યા પછી જ ઉચિત જણાય તેમ વર્તવું; નહિં તો જીવન પર્યંત શલ્યની જેમ ખુંચ્યા કરશે.

વાચાળતા, અસત્ય તથા માયાની આશ્રિત છે, માટે જ તે વિવેકનો વિરોધ કરનારી છે.

# આ. શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિના ઉપલબ્ધ ગ્રંથોનો ટૂંક પરિચય

# ( દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા–બત્રીશ બત્રીશીઓ )

લે૦–આચાર્યશ્રી વિજયપદ્મસૂરિજી મહારાજ

( ગતાંક બીજાના પૃષ્ઠ ૩૮ થી શરૂ )

૨૧. શ્રી મહાવીર દ્વાત્રિંશિકા–વર્તમાન શાસનનાયક પ્રભુ શ્રી મહાવીર દેવની ભુજંગપ્રયાત ( ભુજંગી ) છંદના ૩૨ શ્લોકમાં સ્તુતિ કરી છેવટે શાર્દૂલવિક્રીડિત છંદના ૩૩ મા શ્લોકમાં સ્તુતિ કરવાનું ફૂલ જણાવ્યું છે. આની ઉપર ચાંદ્રકુલના વિધિપક્ષ ગચ્છના શ્રી વિદ્યાસાગરસૂરિના મુખ્ય શિષ્ય શ્રી ઉદયસાગરસૂરિએ ટીકા બનાવી છે. તે જૈન ધર્મ પ્રસારક સભાએ વિ. સં. ૧૯૫૯ માં મૂલ–મૂલાર્થ–ટીકા–ટીકાર્થ આ ક્રમે છપાવી હતી. તે હાલ મળતી નથી. તેમાં ટીકાકાર ઉદયસાગરસૂરિ પહેલા શ્લોકની ટીકા કરતાં જણાવે છે કે—

" શ્રી સિદ્ધસેન દિવાકરે ઉજ્જયિની નગરીમાં મહાકાલેશ્વરની આગળ આ સ્તુતિ બનાવી હતી. તેનો કંઇક અર્થ હું લખું છું. " આથી જણાય છે કે–આ બત્રીશીના કર્તા દિવાકરજી મહારાજ છે. કેટલાએક વિદ્વાનો એમ પણ માને છે કે–" આની ભાષા–રચના અને વસ્તુની બીજી બત્રીશીઓ સાથે સરખામણી કરતાં ત્રીજા શ્લોકમાં શાસનનું આંતરિક સ્વરૂપ વગેરે બહુ જ સૂક્ષ્મ બીના જણાવી છે. રહસ્ય એ છે કે–અનુશાસનના દેશ કાળ, આચાર, ઉંમર પ્રકૃતિ વગેરે સાધનો જણાવી શાસન કરનારના ગુણો જણાવતાં દિવાકરજી મહારાજે કહ્યું છે કે–જે મનઃશુદ્ધિ, સ્વપરપ્રયોજનાદિ જ્ઞાન, વાક્–પટુતા, આત્મજય વગેરે ગુણોને ધારણ કરે તે જ સાધક થઇ શકે.

ચોથા શ્લોકમાં ૧ જેને સ્વયં સંદેહ ઉપ-

---

સુખે જીવવામાં ઘણા મતભેદ છે પણ દુઃખે મરવામાં કોઇનો પણ મતભેદ નથી.

જીવનમાં નિરુપયોગી જણાય તેવા કાર્યક્ષેત્રમાં ડાહ્યા માણસો પગ સરખોય મૂકતા નથી. કોઈપણ કાર્યમાં માનસિક અનુકૂળતા જળવાતી હોય તો જ પોતાના જીવન તથા ધનનો ફાળો આપવાને માનવી ચહાય છે.

માનવીને પોતાની મોટાઇ જેટલી ગમે છે તેટલું કાર્ય કરવું ગમતું નથી.

માનવી શારીરિક આરોગ્યતા માટે જેટલી કાળજી રાખે છે તેનાથી લાખમે ભાગે પણ ઓછી આત્મિક આરોગ્યતા મેળવવાને કાળજી રાખતો નથી.

જો ઇચ્છાઓને અંશમાત્ર પણ અવકાશ ન મળે તો પછી સુખના માટે ઝાઝો પ્રયાસ કરવો પડતો નથી.

જેઓ પોતે પોતાના આત્માનું અપમાન કરતા નથી તેમને જગતના અપમાનનો ભય હોતો નથી.

કષાયના–વિષયના આશ્રિત બનીને કોઇપણ પ્રકારનું કાર્ય કરવાથી આત્માનું અપમાન થાય છે.

તુચ્છ સ્વાર્થ માટે માનવી મરજીયાત જેટલું કષ્ટ સહન કરે છે તેટલું પરમાર્થ માટે ફરજીયાત સહન કરે તોયે આત્માનું કલ્યાણ કરી શકે છે.

મનથી નિરપરાધી રહેનારને જગતને ઠગવા અવગુણોનો આદર કરવો પડતો નથી.

જયો છે તે. ૨. જેને પર પ્રયત્નથી સંદેહ પ્રકટ થયો છે. ૩. શબ્દ ધારણશક્તિવાળા. ૪ અર્થને ધારણ કરવાની શક્તિવાળા. ૫. સૂત્ર અર્થ બંનેને ધારણ કરવાની શક્તિવાળા વગેરે શૈક્ષ( ઉમેદવાર )ના ભેદો વગેરે બીના જણાવી, છઠ્ઠા શ્લોકમાં કઇ અપેક્ષાએ શૈક્ષનો આચાર વિવિધ પ્રકારનો હોય છે ? આ પ્રશ્નનો સ્પષ્ટ ખુલાસો જણાવ્યો છે. ૨૮ મા શ્લોકમાં જણાવ્યું છે કે–જેમ તાવ હજુ હમણાં જ ચઢવા માંડ્યો હોય, તે વખતે તાવને શમાવનારું ઔષધ અપાય જ નહિ. આપે તો લાભને બદલે નુકશાન જ થાય, તેવી રીતે અશાંત બુદ્ધિવાળા ( ઉછાંછળી બુદ્ધિવાળા ) જીવોની આગળ વિશિષ્ટ શાસ્ત્રોના ગૂઢ રહસ્ય કહેવાથી તેને બીલકુલ લાભ તો છે જ નહિ, પણ કહેનારને જ નુકસાન થાય, તેના કરતાં અપ્રશાંત બુદ્ધિવાળા શિષ્યને બહુ જ નુકશાન થાય છે. આ બીનાવાળો શ્લોક આ પ્રમાણે જાણવો—

**अप्रशांतमतौ शास्त्र-सद्भावप्रतिपादनम् ।**
**दोषायाभिनवोदीर्णे, शमनीयमिव ज्वरे ॥ २८ ॥**

સંભવ છે કે–છેદસૂત્રાદિમાં જણાવેલા અતિ પરિણામી વગેરે શિષ્યોના ભેદ તરફ લક્ષ્ય રાખીને ઉપરની બીના દિવાકરજીએ જણાવી હોય, આગળ અનાસેવિતાદિને અંગે ટૂંક વર્ણન કરી બત્રીશી પૂર્ણ કરી છે.

ઓગણીશમી દ્વાત્રિંશિકામાં–મોક્ષ માર્ગ-પ્રરૂપણા, જીવ પુદ્‌ગલને અંગે જરૂરી વક્તવ્ય, દ્રવ્ય પર્યાયાદિ, સકલાદેશાદિને અંગે પણ જરૂરી બીના જણાવી હોય, એમ લાગે છે. એમ લાગે છે કે–તે બત્રીશી કોઇ જૂદા જ સિદ્ધસેનની કૃતિ છે, અને ગમે તે કારણથી દિવાકરજી મહારાજની મનાતી કૃતિઓમાં દાખલ થઇ દિવાકરજીની કૃતિ તરીકે તે પ્રસિદ્ધિ પામી હોય. આના વાંચનથી અને મનનથી જણાય છે કે–કર્ત્તાએ અન્યદાર્શનિક વિચારોના ખંડન કરવાના ઇરાદાથી જ–અમુક અમુક શ્લોકોમાં પ્રભુદેવના વિશિષ્ટ વિશેષણો ગોઠવીને શરણની માગણી કરી છે. કેટલેક સ્થલે એવા કઠીન શબ્દોની સંકલના કરી છે કે–જેથી તે બધાનો અર્થ જે વિવક્ષા અને શબ્દકોશનો જ્ઞાતા હોય, તે જ કરી શકે કે સમજાવી શકે. અહીં પહેલા શ્લોકની ટીકામાં ટીકાકારે, નંદી ટીકાકારના વચનો ટાંકીને ત્રિવિધ આત્માનું સ્વરૂપ ટૂંક છતાં બહુ જ અસરકારક રીતે જણાવ્યું છે. તેમાં ખાસ યાદ રાખવા જેવી બીના એ કહી છે કે–હેયાદિના જ્ઞાન વગરનો, વિષયાસક્ત આત્મા બહિરાત્મા કહેવાય, અંતરાત્માના ત્રણ ભેદમાં અવિરત સમ્યગ્દૃષ્ટિ–જઘન્ય અંતરાત્મા, પાંચમા છઠ્ઠા ગુણઠાણાવાળા જીવો–મધ્યમ અંતરાત્મા, તેથી આગળ સાતમા અપ્રમત્ત ગુણઠાણાવાળા જીવોથી લઇને બારમા ક્ષીણકષાય વીતરાગ છદ્મસ્થ ગુણસ્થાનવાળા જીવો ઉત્તમ અંતરાત્મા કહેવાય. પરમાત્માના બે ભેદમાં સયોગી અયોગી કેવલી–સકલ પરમાત્મા, ને સિદ્ધો નિષ્કલ પરમાત્મા કહેવાય. બીજા શ્લોકમાં અન્યદર્શનવાળા જીવો પોતાના ઇષ્ટદેવને જે નહિ ઘટતા નામ આપી સ્તવે છે, તે નામ પરમાત્મામાં યથાર્થ રીતે ઘટાવ્યા છે. ત્રીજા શ્લોકમાં પરમાત્માની નિર્દોષિતા અઢાર દૂષણોના નામ આપી જણાવી છે. ચોથા શ્લોકમાં રાજસાદિ ગુણ રહિતપણું અને લોકરક્ષકત્વાદિ ગુણોની પ્રશંસા કરવાપૂર્વક પરમાત્માની સ્તુતિ કરી, પાંચમા છઠ્ઠા સાતમા શ્લોકમાં હૃષિકેશાદિ નામો ઘટાવીને સ્તુતિ કરી છે. આઠમા શ્લોકમાં પરમાત્માના શસ્ત્ર રહિતતા, હાસ્યાદિનો અભાવ, વગેરે ગુણો વર્ણવી સ્તુતિ કરી છે. નવમા શ્લોકમાં બીજા દેવો જેમ સિંહાદિ વાહન ઉપર બેસે છે, તેવા પરમાત્મા નથી. તેઓ બીજાને ભય પમાડતા નથી, વગેરે ગુણોથી લોકોત્તર

દેવપણું સાબિત કરી પ્રભુની સ્તુતિ કરી છે. દશમા શ્લોકમાં જેમ–બીજા દેવો સ્ત્રીસંગ કરે છે તેવા આપ નથી, માટે જ નિષ્કામ એવા આપને મુક્તિ સ્ત્રી વરી છે. આ રીતે સ્તવી અગિયારમા શ્લોકમાં બ્રહ્માદિને જગદુત્પાદકાદિ સ્વરૂપે માનનારના વિચારો અયોગ્ય જણાવી સ્તુતિ કરી છે. બારમા શ્લોકમાં ત્રિપદીમાં બ્રહ્માદિપણું ઘટાવી સ્તુતિ કરી, તેરમા શ્લોકમાં ખરૂં વ્યાપકપણું વિષ્ણુમાં નથી, પણ ત્રિપદીમાં જ છે આ વાત ઘટાવી તે ત્રિપદીના જણાવનાર પરમાત્માની સ્તુતિ કરી છે.

ચૌદમા શ્લોકમાં ઉત્પાદાદિ ત્રિપદી રહિત કોઇ વસ્તુ જ નથી, આવી સર્વમાન્ય ત્રિપદીના પ્રતિપાદક પ્રભુની સ્તુતિ કરી, પંદરમા શ્લોકમાં શબ્દાદિ વિષય રહિતપણું વગેરે ગુણો જણાવી, સોળમા શ્લોકમાં છેદાદિ રહિતપણું વગેરે ગુણો જણાવી, સ્તુતિ કરી છે. સત્તરમા શ્લોકમાં યોગ રોગાદિ રહિતતાદિ ગુણો વર્ણવી સ્તવના કરી અઢારમા શ્લોકમાં ક્ષમાદિ દશ ધર્મના ભેદો જણાવી, આપે કહેલ તેવો ઉત્તમ ધર્મ જયવંતો વર્તે છે. આ રીતે લોકોત્તર ધર્મ-પ્રતિપાદકત્વગુણ વર્ણવી સ્તુતિ કરી છે. ઓગણીશમા વીશમા એકવીશમા શ્લોકમાં પ્રભુદેવે કહેલ ધર્મનો પ્રભાવ જણાવી, સ્તુતિ કરી છે. બાવીશમા તેવીશમા શ્લોકમાં પ્રભુની આજ્ઞાનો પ્રભાવ જણાવી સ્તુતિ કરી છે. ચોવીશમા શ્લોકમાં પ્રભુનો કલ્પવૃક્ષાદિથી પણ અધિક મહિમા જણાવી સ્તુતિ કરી છે. પચ્ચીશમા શ્લોકમાં પ્રભુદેવની આજ્ઞાનો વિવિધ વિઘ્નવિનાશકત્વરૂપ અસાધારણ ગુણ વર્ણવી સ્તુતિ કરી છે. છવ્વીશમા શ્લોકમાં કયા જીવો પ્રભુદેવના યથાર્થ સ્વરૂપને ન જાણી શકે? આ વાત વિસ્તારથી સમજાવી સ્તુતિ કરી છે. સત્યાવીશમા શ્લોકમાં પ્રભુની આજ્ઞાનું સ્થાન, ફ્લ વગેરે જણાવી સ્તુતિ કરી છે. અઠ્યાવીશમા શ્લોકમાં આજ્ઞાનો અલૌકિક પ્રભાવ જણાવી, સ્તુતિ કરી છે. ઓગણત્રીશમા શ્લોકમાં વિદ્વાનોએ કરેલી પૂજાનું સ્વરૂપ વર્ણવી, ત્રીશમા શ્લોકમાં દયા વગેરે આઠ પુષ્પોથી થતી પૂજાનું વર્ણન કરી સ્તુતિ કરી છે. એકત્રીશમા બત્રીશમા શ્લોકમાં પ્રભુદેવમાં ધનેશાદિ નામોના અર્થની સત્ય ઘટના વર્ણવી સ્તુતિ કરી છે. તેત્રીશમા શ્લોકમાં સ્તુતિ કરવાનું ફ્લ વર્ણવી સ્તવના કરી છે.

(ચાલુ)

---

## જ્ઞાન અને ક્રિયા.

એક અંધો હતો, એક પંગુ હતો, બેઉને જાવું'તું એક સ્થાને;
અંધ ના દેખતો, માર્ગ ના જાણતો, વ્યર્થ ફેરા ફરે ભૂલી ભાને.
પંગુ ત્યાં દેખતો, માર્ગને જાણતો, ચાલવાની નહિ કિન્તુ શક્તિ;
એક ના દેખતો, એક ના ચાલતો, બેઉ તેથી રહ્યા ત્યાં જ અટકી.
બેઉ ભેગા થતા, બેઉ વિચારતા, બેઉની શક્તિ એકત્ર કરતા;
પંગુ દેખાડતો, અંધ ત્યાં ચાલતો, બેઉ પહોંચી શકયા એક થાતાં.
માત્ર ક્રિયા કરે, કાંઈ સમજ્યા વિના, અંધસમ વ્યર્થ ફેરા ફરે તે;
માત્ર જે જ્ઞાની છે, માત્ર વાતો કરે, પંગુસમ જ્યાં હતો ત્યાં જ રહે તે.
પણ મળે મેળ જો, જ્ઞાનક્રિયાતણો, સાધ્ય સુલભ બને તો જ નિશ્ચે;
ધર્મના મર્મને, જાણીને આચરો, ફળતણી હોય જો આશ નિશ્ચે.

અનંતરાય જાદવજી શાહ.

# યોગ મીમાંસા

સં. મુ. પુણ્યવિજયજી ( સંવિગ્ન પાક્ષિક )

ગતાંક પૃ. ૬૦ થી શરૂ.

જ્યારે જીવમાં પરલોક પ્રાધાન્યનો ભાવ પ્રગટ થાય; અને એથી પરલોકસાધન શાસ્ત્ર પ્રત્યે સદ્ભાવ પ્રગટ થાય ત્યારે એ જીવનાં પ્રણિધાનાદિરૂપ પાંચ આશયોનો શુભ પરિણામ ક્રમશઃ પ્રગટ થાય. એ પાંચ આશયો કાંઇક બાહ્ય ક્રિયારૂપ હોવા છતાં અંતરના શુભ પરિણામરૂપ છે; અતઃ એ ભાવરૂપ છે; અને એથી જ આ ભાવ વિના જેટલી ક્રિયાઓ કરવામાં આવે તે દ્રવ્યરૂપમાં જાય છે; એટલે તુચ્છરૂપે ગણાય છે; બલ્કે હાનિકર પણ બની જાય. 'શિક્ષિતાદિ' વિશેષણોથી અલંકૃત પણ આવશ્યકાદિ અનુષ્ઠાન ઉપર્યુક્ત આશયપંચક શૂન્ય હોય અર્થાત્ એ આશયરૂપ ઉપયોગ યા તો ભાવથી શૂન્ય હોય તો તુચ્છ ગણાય ત્યારે અશુદ્ધનો તો વિચાર જ શું કરવો ?

ધર્મબીજની લાયકાતવાળા જીવમાં ધર્મબીજનું વાવેતર થયા બાદ દેવાદિ દ્વારા જો એનું સિંચન કરવામાં આવે તો અંતમાં સદ્ધર્મની એટલે કે લોકોત્તર ધર્મની પ્રાપ્તિ થઇ શકે છે. એ લોકોત્તર ધર્મ વાસ્તવિક નિર્મળ ચિત્તરૂપ છે; અને એ નિર્મળ ચિત્તના શુભ પરિણામજનિત શુભ અનુષ્ઠાનરૂપ છે. જ્યાં સુધી મળનો વિગમ થતો નથી ત્યાં સુધી વાસ્તવિક ધર્મનો પ્રાદુર્ભાવ થતો નથી. રાગ દ્વેષ અને મોહ એ મળરૂપ છે, તેમનો સમ્યગ્જ્ઞાન અને સમ્યક્ક્રિયાદ્વારા વિગમ થાય છે. એ વિગમદ્વારા જેટલી શુભ પરિણતિ થાય એટલે કે જેટલા શુભ સંકલ્પો થાય, તેટલા અંશમાં ધર્મની **પુષ્ટિ** થાય છે. એ શુભ ઉપયોગને જ 'સવિકલ્પક સમાધિ' કહેવામાં આવે છે. એના દ્વારા પુણ્યાનુબંધી પુણ્યનું ઉપાર્જન અને દૃઢીકરણ થાય છે; તથા એ રાગાદિના વિગમથી જો ચિત્તની વાસ્તવિક **શુદ્ધિ** થાય તો કર્મની નિર્જરા થાય છે; અને આત્મા શુદ્ધ દશામાં સ્થિર થાય છે. આ શુદ્ધ દશાને 'શુદ્ધ ઉપયોગ' કહેવાય છે, જે 'નિર્વિકલ્પક દશા' રૂપ છે; જેમાં એકત્વનો આવિષ્કાર થાય છે. આવા પુષ્ટિશુદ્ધિસ્વરૂપ ધર્મની પ્રાપ્તિ અને સ્થિરતા તથા સફળતા પૂર્વોક્ત આશયપંચકદ્વારા થાય છે. આ બન્ને ( પુષ્ટિ અને શુદ્ધિ ) અનુબંધી હોય તો ફળજનક બને છે. એનો અનુબંધ પ્રણિધાનાદિરૂપ ભાવાત્મક શુદ્ધ આશયદ્વારા થાય છે; અને તેથી એનો અનુબંધ ચાલુ જ રહે છે; તેથી શુદ્ધિનો પણ પ્રકર્ષ થાય છે, પરંતુ બન્નેની જો સાનુબંધતા ન હોય તો નિષ્ફળ જાય છે; માટે આશયપંચક શુદ્ધ ભાવરૂપ છે. આ આશયપંચકપૂર્વક સ્થાનાદિપંચકનું યથાવિધિ શુદ્ધ પાલન તે **ધર્મ** કહેવાય છે અને એને જ **યોગ** પણ કહેવાય છે. એ આશયપંચક વિના **સ્થાન**–કે જે મુદ્રાત્રિકરૂપ છે અને કાર્યોત્સર્ગ યા તો પદ્માસનાદિરૂપ છે, **વર્ણ**–કે જે અસ્ખલિતાદિ પદોપેત અને સ્નિગ્ધાદિ પદયુક્ત સૂત્રના શુદ્ધ ઉચ્ચારણરૂપ છે, **અર્થ**–કે જે વાક્યાર્થ–મહાવાક્યાર્થ અને ઐદંપર્યાર્થ તદ્ચિત્ત–તન્મન–તલ્લેશ્ય અને તદધ્યવસાયરૂપ ઉપયોગાત્મક છે, **આલં**-

બન-કે જે ચાર નિક્ષેપારૂપ જિનેશ્વરદેવ અને જ્ઞાનાદિ વિષયરૂપ છે; અથવા જ્ઞાનાચારાદિરૂપ વિષયાત્મક છે, અને **અનાલંબન-**કે જે પિંડસ્થ, પદસ્થ કે રૂપસ્થસ્વરૂપ આલંબનાત્મક નહિ હોઇ રૂપાતીત સ્વરૂપ નિરંજન નિરાકાર પરમાત્માના ધ્યાનરૂપ છે. એ આદિ નિરર્થક છે. આ પાંચેની સાર્થકતા પ્રણિધાનાદિરૂપ ભાવપંચક પર નિર્ભર છે.

આ આશયપંચક ઉત્તરોત્તર ધર્મશુદ્ધિ અને સિદ્ધિના કારણભૂત છે. લોકોત્તર ધર્મની એટલે સમ્યગ્દર્શનની પ્રાપ્તિ અનંતર કાળમાં આ આશયપંચકનો લાભ ક્રમશઃ થાય છે. લોકોત્તર ધર્મ-પાપ ઉદ્વેગ, પાપ જુગુપ્સા અને ચિત્તથી પાપ અકરણદ્વારા પ્રાપ્ત થાય છે. જ્યાં સુધી અકરણ નિયમ પ્રાપ્ત ન થાય ત્યાં સુધી લોકોત્તર ધર્મની સન્મુખતા થતી નથી; અને પાપાકરણ વિના વાસ્તવ ધર્મનું આચરણ પણ થતું નથી. જો કે મુખ્યતાએ સર્વ શુભાનુષ્ઠાનોનો અને તત્સાધક શુભ પરિણામનો ત્યાગ એ જ વાસ્તવિક **અકરણ નિયમ** છે, પરંતુ તેવી ઉત્કટ દશા પ્રાપ્ત ન થાય ત્યાં સુધી ધર્મ અને અધર્મનું શાસ્ત્રદ્વારા પારમાર્થિક જ્ઞાન મેળવી અને તેવી જ રીતિએ વિશ્વાસ કરી જે અધર્મનું અકરણ અને ધર્મનું આચરણ કરવું તે પણ 'અકરણ નિયમ' છે.

આ દશા અપુનર્બંધકપણું પ્રાપ્ત થયા બાદ યોગ્યતા અથવા પ્રાથમિક ભૂમિકા તરીકે પ્રાપ્ત થાય છે; અને લોકોત્તર ધર્મની પ્રાપ્તિ બાદ એનો પ્રારંભ થઇ જાય છે; તથા વાસ્તવિક અષ્ટમ ગુણસ્થાનકે પ્રાપ્ત થાય છે. અપુનર્બંધક જીવ પાપભીરુ છતાં અજ્ઞાની હોવાથી વાસ્તવિક પાપનો ત્યાગી બની શકતો નથી; અને તેમાં પણ અનાભોગાદિના કારણે કેટલીક વાર વિરુદ્ધ આચરણ પણ થઇ જવાનો સંભવ રહે છે; છતાં સમ્યગ્દર્શનનો નિકટવર્તી હોઇ પાપાકરણની યોગ્યતાવાળો થઇ ગયો છે જ્યારે મિથ્યાત્વના સર્વથા અભાવમાં અર્થ અને અનર્થનું તથારૂપે સમ્યગ્દર્શનના પ્રભાવથી પ્રકાશન થએલ હોવાથી વિવેકી સમ્યગ્દૃષ્ટિ જીવ નિર્મળ બોધના અથવા તો સદ્ગુરુની પરાધીનતાના પ્રતાપે ચિત્તથી પાપને કરનારો હોતો જ નથી; માત્ર કર્મના અવશ્ય ભોગ્ય વિયોગનના પ્રતાપે કાયાથી જ પાપનો કર્તા હોય છે. એથી **કાયપાતિ** કહેવાય છે; પણ **ચિત્તપાતિ** કહેવાતો નથી; અને સાથે જ એને બોધિસત્ત્વ પણ કહેવાય છે. બોધિ એટલે ભગવદ્ભાષિત ધર્મનું જ્ઞાન, તેની શ્રદ્ધા અને તદનુસાર પાપનું અકરણ તથા શુભાનુષ્ઠાનનું કરણ. આવા બોધિપ્રધાન જીવને **'બોધિસત્ત્વ'** કહેવાય છે. (ચાલુ)



# સુવાક્યામૃત.

સંયોજક-મુનિ કુમારશ્રમણ.

ઉ--માદને વશ થઇ માનવી અધોગતિને પામે.
કુ-વાડો જેમ જંગલના ઝાડોને કાપે છે, તેમ દુર્જન સજ્જનની સજ્જનતાને કાપે છે.
ખુ-લ્લી અને એકાન્ત જગ્યા સતી સ્ત્રીઓને વિશ્વાસઘાત કરનારી છે.
ગુ-હ્ય વસ્તુને પ્રકટ કરનાર માનવીની મિત્રતા આખરે ભયંકર નિવડે છે.
ઘુ-વડ જેમ સૂર્યને નથી દેખતો તેમ દુર્જન જ્ઞાનીને નથી દેખતો.
ચુ-ડી એ સ્ત્રીઓનાં સૌભાગ્યનું લક્ષણ છે.
છુ-ટી ગયેલી ઘોડાની લગામ જેમ ભય આપે છે, તેમ અંકુશ વગરનો માનવી સર્વત્ર ભયને આપે છે.
જું-જો ખાવામાં આવી જાય તો જલોદર રોગ ઉત્પન્ન કરે છે.
ઝુ-કાવનાર માનવી પોતે જો ઝુકી જાય તો સોનામાં સુગંધ જેવું થાય.
ટુ-ટેલા અંગવાળા માણસનો વિશ્વાસ ન કરવો.
ઠુ-ઠું થયેલું ઝાડ ભાંગી જાય છે પણ નમતું નથી.
ડુ-કર જેવા થવા કરતા સિંહ જેવા થવું શ્રેષ્ઠ છે.
ઢુ-ણ્ઢ ધાતુનો અર્થ તપાસવામાં છે, માનવીમાત્ર પોતાના દુર્ગુણોને તપાસે.
તુ-રંગ જેમ અસ્વાર વગર નકામો છે, તેમ માણસ ગુરુ વિના નકામો છે.
થુ-ત્કારાએલો માણસ બીજે સ્થલે પ્રતિષ્ઠા નથી મેલવી શકતો.
દુ-સ્તર એવા સંસાર સમુદ્રને તો વીરપુરુષોજ તરી શકે છે.
ધુ-માં મસ્ત થયેલા માનવીને કંઇ વસ્તુ પ્રાપ્ત ન થઇ શકે.
નુ-તિ એટલે સ્તુતિ કોઇની પણ કરવી હોય તો, તેના ગુણોની પરીક્ષા કરી કરવી જોઇએ, નહિ તો ઘણીવાર વખાણેલી ખીચડી દાંતે ચોટી જાય છે.
પુ-ષ્ય નક્ષત્રમાં ખીર ખાવી શરીરે સુખાકારી છે.
ફુ-ત્કાર કરતા સર્પની જેમ દુષ્ટ માણસથી દૂર રહેવું જોઇએ.
બુ-દ્ધિનો સદુપયોગ કરનારજ, મુનિ, ત્યાગી ને વીર છે.
ભુ-જિષ્યા એટલે દાસી તેનો સંગ કરનાર માનવી, જગતનો દાસ બને છે.
મુ-નિ તો તેનેજ કહીએ કે જે મૌનનું સેવન કરે.
યુ-વાવસ્થાને પામેલી સ્ત્રીને, સદાચારી, નાગણીની જેમ છોડી દે છે.
રુ-ષ્ટ થયેલો માનવી ક્યાં અકાર્યને નથી કરતો.
લુ-ખી પણ રોટલી ભૂખ્યાને બહુ જ આનન્દ આપે છે.
વુ-મેન એટલી સ્ત્રી, સ્ત્રીને જોઇ આંખ મિંચનારા માનવીને શાસ્ત્રકારોએ નપુંસક કહ્યા છે.
શુ-ષ્ક જીવન માનવીને શો આનન્દ આપે?
ષુ-ધાતુના અર્થ પ્રમાણે ઉત્પન્ન થવું એ આશ્ચર્ય નથી પણ પોતાને મરવું કેવી રીતે એમાંજ આશ્ચર્ય છે.
સુ-જન પુરુષ સર્વત્ર યશને પાત્ર છે.
હુ-તાશન એટલે અગ્નિ પૂજકને પણ બાલી દે છે.

## સો વર્ષની વહેંચણી–Hundred years

### સો વર્ષના સુખના લબરકા.

ભગવાનને નામે જોડી કાઢેલી પશ્ચાતભૂમિકા સાથે આપણે હવે માણસના જીવનના સો વર્ષનો ભર્તૃહરિની પરિભાષામાં વિચાર કરીએ. માણસ સુખ માટે વલખાં મારે છે, સુખ મેળવવા માટે ત્રેવડો કરે છે, સુખ મેળવવા માટે તાગડાઓ રચે છે અને સુખ મેળવવા માટે સાચાં ખોટાં કાળાં ખજાર, મેલાંઘેલાં કે ગોટાળા કરે, પણ એને એમાંથી સુખ મળે છે? એ એમાંથી સુખ મેળવી શકે છે? એની સુખ મેળવવાની ઇચ્છા તૃપ્ત થાય છે? પ્રથમ સો વર્ષની સંખ્યાને તપાસી જઇએ. જો કે સો વર્ષ સુધી પહોંચનાર તો હજારે કે લાખે એક નીકળે. ઘણાખરા તો અંતરિયાળથી લખિતંગ જ થાય છે, કેટલાંએ બાળમરણનો ભોગ બને છે, અનેક અકસ્માતમાં પાછા થઇ જાય છે, કેટલાંએ પ્લેગ, કોલેરા અને ક્ષયરોગના ભોગ બને છે અને અનેક હાર્ટફેલ થઈ જતાં, ન્યુમોનિયા, ટાઇફોઇડ–વિષમ જ્વરના ભોગ બની ખલાસ થઇ જાય છે. ભરજુવાનીમાં અનેકને વિદાય થઇ જવાનું થાય છે અને આશાભર્યા કાચા કનૈયા કુંવરો અને આશાની ઝોળીએ ઝુલતી યુવતીઓ ચાલી જાય છે, છતાં આપણે સો વર્ષનું આયુષ્ય માનીએ, તેનો હિસાબ કરીએ તો તે પણ ભારે અળખામણો, કાબરચિતરો અને ખરડાયલો માલૂમ પડશે. પ્રથમ આ હિસાબ બતાવીએ. પછી તેના ઉપર નુકતેચીની કરશું.

સો વર્ષના હિસાબમાં ૫૦ વર્ષ તો રાતમાં જાય. અગાઉના જમાનામાં તેલના દીવા નીચે લોકો રાત્રે જીવ જેવું કામ કરતા નહોતા. એટલે પચાસ વર્ષ નીકળી જાય. ગામડાંઓમાં હજુ એ જ સ્થિતિ ચાલુ છે. શહેરવાળાને કદાચ ૨૦ વર્ષ બચે, કારણ કે એના દોડતા જીવનમાં વીજળી ગેસના પ્રકાશથી થોડું કામ થાય છે.

બાકી રહેલાં ૫૦ કે ૭૦ વર્ષમાંથી બાળપણના પચીશ અને ઘડપણના પચીશ નીકળી જાય. તેનાં સાડાબાર સાડાબાર રાતમાં ગણાઇ ગયા એટલે બાકી ૨૫ વર્ષ રહ્યાં. શહેરમાં વર્ષ થોડાં વધારે ગણાય તે ઘસારામાં ચાલ્યા જાય. હવે આ થોડાં વર્ષ રહ્યાં, તેમાં વ્યાધિઓનો પાર નહિ, શરીરનાં ઠેકાણાં નહિ, વેપારધંધાની ખોટોનો હિસાબ નહિ, યુવતીઓનાં આકર્ષણોનો પાર નહિ, તેમાં પાછા પડતાં ફફળાટનો પાર નહિ, શેઠીઆઓના તિરસ્કાર, મિત્રોના દ્રોહ, જ્ઞાતિજનોનાં અવર્ણવાદ, સગાંસંબંધીના વેધવચકા, ખોટા આળપંપાળના આંચકા, ઓળખાણવાળાઓ તરફની નિંદા અને આજીવિકા માટેની દોડાદોડીઓ, ધન હોય તો તેના સંરક્ષણના ઉજાગરા, ન હોય તો નથી તેના વલોપાતો, નોકરી હોય તો ઓશિયાળાપણું, નોકરી હોય તો નિભાવ કરવાના ફાંફાં, અપમાનના ઓરતા અને પાછા પડતા થતા ક્ષોભો અને હાલતાંચાલતાં વર્તમાન

અને ભાવીની ચિંતા અને આવા આવા **વિરોધાભાસમાં** બાકીનો કાળ જાય છે. એમાં સુખ શું ? અને ક્યાંથી હોય ? અને કોને હોય ? એ તો દુનિયાની અને જીવનની જંજાળમાં જરા સગવડ મળે કે જરા આરામ મળે એટલે માણસ ખાલી સુખના ઘરડકા લે; બાકી એમાં વસ્તુતઃ સુખ જેવું કાંઇ છે જ નહિ.

અને કદાચ બાગ-બગીચા, ગાડી-વાડી કે ખાવાપીવાનું મળ્યું તો પણ તેમાં સુખ શું છે ? સુખ જેવું પણ શું છે ? ખાધું અને જીભે સ્વાદ લાગ્યો, ન લાગ્યો ત્યાં તો પેટમાં ઊતરી જાય. એમાં સુખનો આસ્વાદ શો આવે ? અને એવી માન્યતાનું સુખ પણ કેટલું ટકશે તેની ખાતરી શી ? અને થોડા માન્યતાના સુખ પાછળ દીર્ઘ કાળે દુઃખ આવે, મોજ માણતાં ન નામ લેવાય તેવાં દરદો થઇ આવે, કે ખૂબ ખાવાથી અપચો, અજીર્ણ કે દુઃખાવો થાય અને સંદવાડના ખાટલા ગોઠવાય. એમાં સુખ શું ? અને કોઈ તમારી નજરે સુખી લાગતા માણસને એકાંતમાં મળી પૂછશો તો તમને જણાશે કે તેની પાસે ગમે તેટલી સાહ્યબી હોય કે એ મોટરમાં ફરતો હોય કે તેના હુકમ ઝીલવા ખડે પગે નોકરો હાજર હોય, તો પણ એના મનમાં ચકડોળો ફરતી હોય છે, એના મગજમાં પાર વગરના ઉધામા ફરતા હોય છે અને એના વિચારમાં અનેક આર્ત્તધ્યાનના તરંગો ઘર કરી જામી પડેલા હોય છે અને તમે એને સુખી ન કહી શકો. **સુખી એ તો જુદી ચીજ છે.** એ સારા ખાણામાં નથી કે દેવ વૈભવમાં નથી, રૂપવાન સુંદરીમાં નથી કે મોટા વેપારોની ધમાલમાં નથી, નાચનખરામાં નથી કે હવેલીનાં ઉપસ્કરમાં નથી. **એકમાંથી મળે એ તો શોધ કરવા જેવી વાત છે.** બાકી સો વર્ષનું પૂરું આઉખું હોય, પણ જીવન ચાલુ પ્રકારનું હોય, વ્યવહાર લક્ષ્મી હોય, ચાલુ વર્તુળમાં મર્યાદિત હોય તો તેમાં ગમે તેટલાં વર્ષનું જીવન હોય, પણ સર્વ પરપોટા છે, મનનાં મનામણાં છે, પાયા વગરની દિવાલ છે, અર્થવગરનાં ધકેલા છે. એ માર્ગે જીવનની સફળતા નથી. ધર્મકુશળ પ્રાણી એવા જીવનની અપેક્ષા કરે નહિ, એવા જીવનની સ્પૃહા કરે નહિ, એ જીવનમાં ઇતિકર્તવ્યતા કે સંતોષ અનુભવે નહિ.

---

शतं शरदि જીવની પાછળનું રહસ્ય.



( ૪૬ )

## જરા–Oldage.

**માતાની કુક્ષિરૂપ અપવિત્ર ગુફામાં ઘણા ઘણા ક્લેશોને સહન કરીને, અને ત્યારપછી જન્મ પામીને અનેક મોટાં મોટાં કષ્ટોથી હેરાન થાય; અને એમ કરતાં સુખના આભાસવડે કલ્પેલ વિષયસુખમાં કોઇ પણ પ્રકારે સંતાપના છેડાનો જ્યાં સ્પર્શ કરે ત્યાં તો મરણની બહેન જરા-વૃદ્ધાવસ્થા શરીરનો કોળિયો કરી જાય છે.**

આવી સંસારનાં સુખોની દશા છે! જ્યાં સુખ નથી ત્યાંથી સુખ મેળવવાના ફાંફાં મારવાં અને પછી ધક્કેલા ખાવા. એ **સુખની પાછળનો આખો ખ્યાલ વાહિયાત છે, પ્રયત્નો વંધ્ય છે અને પ્રયાસો પાંગળા છે.** આપણા એક જુદા દૃષ્ટિબિન્દુથી આ સુખ પાછળના ઉધામા નિહાળીએ.

વાત એ છે કે જ્યાં વસ્તુતઃ સુખ નથી, જેને મારી મચડીને સુખ ગણવામાં આવે છે, જે સુખની પાછળ દુઃખ ઊભું જ છે અને જ્યાં સુખની સ્થિરતા કે સ્થાયિતા નથી ત્યાંથી પ્રાણી સુખ મેળવવા વલખાં મારે છે. આપણે એનો આખો ક્રમ સંક્ષેપમાં જોઇ જઇએ.

માતાના પેટમાં ૨૮૦ દિવસ શું સુખ હોય! ત્યાં તો નાનકડી ગુફા, ઘોર અંધારું અને હાલવા સળસળવાની પૂરી જગ્યા પણ નહિ અને ચારે તરફ લોહી, હાડકાં અને વિષ્ટા ભરેલાં હોય ત્યાં સુખનો સવાલ જ ન રહે. જેમ તેમ કરતાં એ ગુફામાંથી બહાર નીકળવાનું થાય, એટલે બાળકપણાની પરાધીનતા, ટગમગ પગે ચાલવું, ભણવું, ઠુંકારા ખાવા અને જેમ તેમ કરીને દુનિયામાં દાખલ થવું. આ સર્વમાં તકલીફનો પાર નહિ. વેપારધંધો, નોકરી, હુકમો, ડચકારા અને નિઃસાસામાંથી પાર ઊતરી માણસ ઘરબાર માંડે, જરા પગભર થાય અને કુટુંબ-કબિલાવાળો થાય, નાતજાતમાં નામના મેળવે, છોકરાં સારે ઘેર વરે એવી સ્થિતિમાં આવતો જાય, ત્યાં માથામાં રૂપેરી બાલ વધવા માંડે, બે ચાર દેખાય ત્યાંસુધી તો એને **સુખનાં બાલ** ગણે, પણ ત્યાં તો વાત વધવા માંડે અને થોડા વખતમાં દાઢી–મુછ અને માથું કાબરચિતરૂં થઇ જાય, અને પછી તો આંખે બેતાળા, દાંતમાં કોહવાટ, કાનમાં બહેરાશ આવતી જાય. પછી તો વાયુનું જોર, દમ કફ શ્વાસ, ચાલવામાં ઢીલાશ અને અંતે ઉમરો પણ ડુંગરો થઇ જાય અને પાદર પરદેશ થતા જાય.

આ **ઘડપણ** તો ખરેખર મૃત્યુની બહેન જેવું છે. એ ધીમા આંચકાથી આવતું અને માણસને પરવશ બનાવી દેતું ઘડપણ ભારે ત્રાસ આપનાર નીવડે છે. એમાં ઘરના માણસોનો પ્રેમ ઘટતો જાય છે, પરાધીનતા વધતી જાય છે અને ઓંખોં કરતા મરવાને વાંકે જીવવાનું થાય છે, ત્યારે જુવાનીના અત્યાચારો યાદ આવે છે. ખાવાનું ઘણું મન થાય અને કોઈ બનાવી આપે નહિ, બનાવે તો પચે નહિ, દરરોજ વૈદ્યને ત્યાં આંટા ખાવા પોસાય નહિ

અને ઉત્તરોત્તર માનસિક વ્યથા વધતી જાય છે અને માનસિક શક્તિ ક્ષીણ થતી જાય છે. એમાં વળી પક્ષઘાત કે દમ થાય તો તો જીવતે મરવા જેવું થાય છે અને 'ડોસો મરતો નથી અને માંચડો મૂકતો નથી.' એ ઘરની દશા થાય છે.

આમાં **ક્યાં સુખ છે? અને શું સુખ છે?** અને આ બધા ધમધમાટ અને દમદમાટ કોના ઉપર છે? અને કેટલા વખત માટે છે. આંખ ઉઘાડીને બીજાને નીહાળવામાં આવે તો દિવા જેવું દેખાય તેમ છે, પણ આને તો સમજવું નથી, સમજવા જેવું હોય ત્યાં આંખ મીંચી રાખવી છે અને સુખના ખોટા ખ્યાલમાં મૂર્ખાઇથી નાચવું છે, ગાંડપણના લ્હાવા લેવા છે જ્યાં વસ્તુતઃ કશું સુખ નથી ત્યાંથી સુખ મળશે એવી આશામાં રંગાઇ રહેવું છે. **આખી પૌદ્ગલિક રચના ખોટા પાયા પર રચાયલી છે,** વગર સમજના ફાંટા પર નિર્ભર થયેલી છે અને અતિ વિષમ પરિસ્થિતિ ઉપજાવનાર છે. કુશળ માણસ એને બરાબર ઓળખે અને ચેતે.

**મૌક્તિક**

---

सहित्वा संतापानशुचिजननीकुक्षिकुहरे, ततो जन्म प्राप्य प्रचुरतरकष्टक्रमहतः ।
सुखाभासैर्यावत्स्पृशति कथमप्यर्तिविरतिं, जरा तावत्कायं कवलयति मृत्योः सहचरी ॥

શાંતસુધારસ, સંસારભાવના.



# યાત્રાના નવાણુ દિવસ.

( ગતાંક ભાદરવા માસના અંકના પૃષ્ઠ ૪૦ થી શરૂ. )

( ૨ )

વણિક હોવા છતાં, ભાઈ તમો સમયની કીંમત આંકી શકો છો એ જરૂર આનંદનો વિષય છે. મેં ઘણા જૈનધર્મના પ્રસંગો જોયા છે જેમાં વિપુલ ધન ખરચાતું હોવા છતાં અને ભક્તિનો યોગ સાંપડ્યા છતાં આપણા શ્રીમંતો 'Time is money' અર્થાત્ વેળા એ જ વસુ જેવા આવશ્યક સૂત્રના પાલનમાં બહુ જ બેદરકારી દાખવે છે! ગયો સમય પાછો આવતો નથી અથવા તો Time and Tide wait for no man એટલે કે

ટકે ન કોને કારણે જલધિતણો જુવાળ,

સારો માઠો નવ રહે કોને સારૂ કાળ'

જેવા નજર સામે થાલી વગાડી ઉચ્ચરાતાં વચનોને પૂર્ણપણે હૃદયમાં ઉતારતાં નથી.

ગુરુજી, આપની વાત લગભગ સચ્ચાઈથી ભરપૂર છે. આઠા દિનની શી વાત કરવી! ખુદ પર્યુષણ જેવા પર્વ દિનોમાં અને પવિત્ર એવા કલ્પધરના વ્યાખ્યાનોમાં પણ શ્રીમંત–શ્રીમંતના છોગાવાળા, અરે આગેવાની કરતા ગૃહસ્થો મોડા આવે છે! અને સંખ્યાબંધ સ્વામીભાઇઓને ખુંદતા આગળ જાય! ત્યાં પણ વાતો કરવાની ટેવ મૂકતા નથી!

જવા દો એ વાત. સાંભળો દાદાના દરબારમાં વાગતી નોબત શરણાઈ, અત્યારના પ્રાતઃકાળમાં કેવો આહ્‌લાદ પ્રગટાવે છે. મનોહર વાતાવરણમાં હું પણ આજે જૈન સિદ્ધાંતની મહત્વની વાત કહેવા માંડું છું.

જ્ઞાનની ગરિમા જોયા પછી 'દર્શન' નો વિચાર કરીએ. અહીં દર્શન એટલે દેખવું એવો સામાન્ય અર્થ લેવાનો નથી. એ કરતાં આ ત્રણ અક્ષરમાં અતિ ગૂઢ રહસ્ય સમાયેલ છે.

'सामान्यवस्तुगोचरं दर्शनम्' એમ શ્રી પ્રભાનન્દસૂરિ કહે છે.

साकारं ज्ञानम्। अनाकारं दर्शनम्। તત્વાર્થ ૨।૭૦ ના મતે.

यत् सामान्यग्रहण दर्शनमेतद्विशेषिते ज्ञानम्॥
द्वयोरपि नययोः एष प्रत्येकं अर्थपर्यायः–
સમ્મતિતર્ક.

तत्वार्थश्रद्धानं सम्यग्दर्शनम्–
એ શ્રી ઉમાસ્વાતિ વાચકનું કથન છે.

या देवे देवताबुद्धिर्गुरौ च गुरुतामतिः।
धर्मे च धर्मधीः शुद्धा, सम्यक्त्वमिदमुच्यते॥

એ સમજણ કળિકાળસર્વજ્ઞ શ્રીમદ્ હેમચંદ્રસૂરિજી યોગશાસ્ત્રમાં આપે છે.

तमेव सच्चं निस्सकं जं जीणेहिं पवेइयं।

તે જ સાચું અને શંકા વગરનું છે કે જે જિન ભગવાને પ્રરૂપેલું છે અર્થાત્ સ્વમુખે કહેલું છે. આ વચન પવિત્ર એવા પાંચમા અંગ શ્રી ભગવતી સૂત્રમાંનું છે.

प्राप्तेषु पुण्यतः श्रद्धा, कथकश्रवणेष्वपि।
तत्वनिश्चयरूपं तद् बोधिरत्नं सुदुर्लभम्॥

શ્રદ્ધાનો જન્મ કયાં તો પૂર્વ પુન્યના જોરે અથવા તો ઉપદેશદાતા ગુરુની વાણી સાંભળવાથી થાય છે. એ તત્વના નિશ્ચયરૂપ હોય છે. તેને જ બોધિરત્ન તરીકે ઓળખવામાં આવે છે અને એ જ પામવું અતિ દુર્લભ છે. આ કથન યોગશાસ્ત્રનું છે.

सम्यग्दृष्टिर्ज्ञान सम्यग्ज्ञानमिति नियमतः सिद्धिम्
आद्य त्रयज्ञानमपि भवति मिथ्यात्वसंयुक्तम्॥

પ્રશમરતિની આ ગાથા સમકિતવંતના જ્ઞાનનેજ પ્રશંસાપાત્ર લેખે છે અને તેનાથી જ સિદ્ધિ દર્શાવે છે. મતિ, ત અને અવધિ નામા ત્રણ જ્ઞાન તો મિથ્યાત્વપૂર્ણ પણ હોય છે;

લંભકનો કરી દેવામાં આવ્યો છે. આ ગ્રંથને સો લંભકનો કરવાનું કારણ એ છે કે વસુદેવે ભારતવર્ષમાં સો વર્ષ પરિભ્રમણ કરીને સો કન્યાઓ સાથે લગ્ન કર્યાં હતાં. તેમાં ૨૯ કન્યાઓની પ્રાપ્તિ ( પ્રા. લંભઅ=સં. લાભઃ ) [ પ્રા. લંભઓ નું ક્ષેમેન્દ્ર વગેરેએ અર્થહીન સંસ્કૃત રૂપાન્તર લમ્બકઃ કર્યું છે ] નું વર્ણન સંઘદાસ ગણિએ કર્યું. બાકીની ૭૧ કન્યાની પ્રાપ્તિનું વર્ણન વિસ્તારભયે તેમણે ન કર્યું તે ધર્મસેન ગણિએ કર્યું. આમ મધ્યમ ખંડની રચના થઇ જે હજુ અપ્રસિદ્ધ છે. ' વસુદેવ હિંડી '–એટલે વસુદેવનું હિંડણ–પરિભ્રમણ એ ગ્રંથનું સાર્થ અભિધાન છે.

આ ગ્રંથની રચના ગુણાઢ્યની પૈશાચી ભાષામાં રચાએલી અને અત્યારે અનુપલબ્ધ બૃહત્કથા ઉપરથી થયેલી છે. કામપ્રધાન વાર્તાઓને ધર્મપ્રધાન બનાવી, લોકપ્રિય વાર્તાઓને જ ધર્મ–સાધન બનાવવા માટે આ ગ્રંથની રચના થઇ. લોકોને કામકથામાં આસક્તિ હોય છે–તો શૃંગારકથાઓના વ્યપદેશે ધર્મબોધ શા સારૂ ન દેવો ? આ આશયથી સંઘદાસગણિ અને ધર્મસેનગણિએ આ ગ્રંથ રચ્યો છે. બૃહત્કથાનાં ત્રણ રૂપાંતરો અત્યારે પ્રાપ્ત થાય છે. ૧. ક્ષેમેન્દ્રની બૃહત્કથામંજરી, ૨. સોમદેવનો કથાસરિત્સાગર, ૩ બુદ્ધસ્વામીનો બૃહત્કથાશ્લોકસંગ્રહ. આ બધાંય રૂપાન્તરો સાથે વસુદેવ હિંડીનો પણ બૃહત્કથાના રૂપાન્તર તરીકે તુલનાત્મક અભ્યાસ જગતમાં ઉપયોગી બની શકે છે. આપણી લોકભાષાઓમાં ચમત્કારપૂર્ણ નંદબત્રિશી, પ્રાચીન બૃહત્કથામાંથી આવ્યાં છે. ગુણાઢ્યની બૃહત્કથાનાં સંસ્કૃત કવિઓએ મન ભરીને વખાણ કર્યાં છે, પરંતુ એમ જણાય છે કે બૃહત્કથાની પૈશાચી ભાષા સમજાતી બંધ થઇ, ગ્રંથ દુર્બોધ થવા લાગ્યો એટલે તેને સંસ્કૃત મારફતે જીવંત રાખવાના હેતુથી તેનાં રૂપાન્તરો અસ્તિત્વમાં આવ્યાં. વસુદેવ હિંડી એ કામકથાના સ્વરૂપને ધાર્મિક રૂપાન્તર આપવાના હેતુથી રૂપાન્તર થયું. ' નરવાહનદત્ત ' જે બૃહત્કથાનો સાહસવીર હતો તેને સ્થાને વસુદેવ સાહસવીર બન્યો અને કથાનાં તત્ત્વો માત્ર રૂપાન્તરિત બન્યાં. સ્થળે સ્થળે જૈન–ધર્મની નિરૂપણા, પૌરાણિક કથાઓ અને બોધકથાઓ ( Parables )ને મૂળ કથાના અંતરમાં જડી દેવામાં આવી, તેમ છતાં પણ લેખક વાર્તાના રસમાં વહ્યો જાય છે અને ધર્મતત્ત્વો કથાતત્ત્વોમાંથી સરળતાથી દૂર રાખી કથાઓ વહે જાય છે. દશકુમારચરિત્રની કથાઓ, કાદમ્બરી અને વાસવદત્તાની કથાઓ પણ વિદ્વાનોના મન્તવ્ય પ્રમાણે બૃહત્કથામાંથી જ લેવાઇ છે. કથામાં કથાઓ અને આડકથાઓ વણી જટિલ સાહિત્યપ્રયોગની સાધના વસુદેવ હિંડીનાં લંભકોમાં પણ છે. આ તો બૃહત્કથાની અસર આપણા સાહિત્ય ઉપર કેવી છે તે કહ્યું; પરંતુ કેટલાંક કથાનકો તો ' એરેબીઅન નાઇટ્સ ' ના કથાનકો સરખાં છે. એક જ દાખલો નીચે ટાંકું છું. સિંદબાદ હીરાની ખીણમાં જાય છે અને રૌક પંખી મોટા માંસના કટકા ઉપાડી ઉપર ઊડે છે તેને બંધાઇ સિંદબાદ ઉપર આવે છે; તેની સાથે નીચેનું કથાનક સરખાવવા જેવું છે. ( ભાષાંતર : પાન. ૧૯૩ ).

" લોમિયાએ કહ્યું, ' બકરાઓને મારી નાખો રુધિરવાળા ચામડાની ભાથડીઓ ( ખોળ ) કરો, બકરાંનું માંસ રાંધીને ખાઓ અને કેડે છરી બાંધીને ભાથડીઓમાં પેસી જાઓ. રત્નદ્વીપમાંથી ભારૂંડ નામનાં મહાકાય પંખીઓ અહીં ચરવાને માટે આવે છે. તેઓ અહીં આવીને વાઘ રીંછ વગેરેએ મારેલાં પ્રાણીઓનું માંસ ખાય છે, અને માંસનો મોટો પિંડ હોય તે પોતાના માળામાં લઇ જાય છે. તમને રુધિરવાળી ભાથડીઓમાં બેઠેલા જોઇને ' આ મોટા

માંસપિંડ છે ' એમ ધારી તમને ઉપાડીને તે પક્ષીઓ રત્નદ્વીપમાં લઇ જશે. તેઓ તમને નીચે મૂકે, એટલે તમારે છરીવડે ભાથડીઓ ચીરી નાખવી. પછી તમારે ત્યાંથી રત્નો લેવાં. ”

આ ગ્રંથમાં સ્થળે સ્થળે આવતી બોધ-કથાઓ, સામાજિક રીતરિવાજોનાં આલેખનો બહુ જ રસપ્રદ છે. 'ગંધર્વદત્તા લંભક' મા તો ( Detactive story )-અર્વાચીન જાસૂસ કથાનું તત્ત્વ પણ દૃષ્ટિગોચર થાય છે. આખોય ગ્રંથ આ રીતે તો અભ્યાસનીય છે અને એનો અભ્યાસ શુષ્ક નહિ પણ આનંદપ્રદ છે. શ્રી સાંડેસરાએ આ ગ્રંથનું સુવાચ્ય અને સરળ ભાષાંતર કરી અપૂર્વ સાહિત્યસેવા કરી છે. એક તો પ્રાચીન પ્રાકૃત ભાષા, ગ્રંથનો અભ્યાસ બહુ ન થતો હોવાથી તેની હાથપ્રતોના પ્રમાદોને લીધે થએલા દુર્બોધતાનો વધારો અને બીજું માણસની ધીરજ થકવી નાખે તેવો લાંબો ગ્રંથ આ બે મુશ્કેલીઓને ધીરજ અને સરળતાથી તરી જઇ-જાણે ગુજરાતી લખાણ જ વાંચતા હોઇએ એવું અપૂર્વ ભાષાંતર આપી શ્રી. સાંડેસરાએ અન્ય વાચકો અને પ્રાકૃત ભાષાના અભ્યાસીઓ ઉપર એક સાહિત્યોપકાર કર્યો છે. પ્રાકૃત ભાષાના આવા મહાસાગર સમા ગ્રંથને ઓળંગવાનું સાહસ પ્રાકૃત ભાષાનો વિદ્વાન પણ માથે પડ્યા વિના ન કરે તે ગ્રંથનું ભાષાંતર કરી તેને રજુ કરવું એ કેટલો શ્રમ છે તે તો વિદ્વજ્જનો જ સમજી શકે એમ છે.

આટલેથી બસ નથી. વિદ્વત્તાપૂર્ણ પ્રસ્તાવના પણ શ્રી સાંડેસરાએ આપી છે. તેમાં લેખક, ગ્રંથ, ભાષા અને તેનું વ્યાકરણ, ગ્રંથમાંથી ફલિત થતી સમકાલીન સામાજિક પરિસ્થિતિનું બયાન વગેરે ઘણાં ઉપયોગી તત્ત્વોની મર્મ-સ્પર્શી ચર્ચા શ્રી. સાંડેસરાએ કરી છે. આ પ્રસ્તાવના પણ તેમની ઊંડી વિદ્વત્તા, પૃથક્કરણ શક્તિ અને અભ્યાસી સ્વભાવની નિદર્શક છે.

પ્રાકૃતભાષામાં રસ લેનાર અને વિ. સં. પાંચમા-છઠ્ઠા શતકની સામાજિક સ્થિતિના અભ્યાસક માટે આ અપૂર્વ ગ્રંથ છે અને ભાષાંતરે આ દુર્ગમ પ્રાકૃત ગ્રંથને અત્યંત સુગમ અને સુવાચ્ય બનાવી દીધો છે.

આ પ્રમાણે હરિભદ્રસૂરિની 'સમરાઇચ્ચકહા' નો પણ આવો જ અનુવાદ અત્યંત આવશ્યક છે અને મારી તો ભલામણ છે કે આત્માનંદ સભાએ ગ્રંથનું પણ આવું સુંદર ભાષાન્તર તૈયાર કરાવી પ્રસિદ્ધ કરવું. જે સમયે ગૂજરાત પોતાના વિશ્વવિદ્યાલયને સર્જી રહ્યું છે અને પોતાની ગુર્જરીને માધ્યમ તરીકે સર્વ પ્રકારના અભ્યાસોમાં લેવાનો આદર્શ સેવી રહ્યું છે, તે સમયે પ્રત્યેક સંસ્થાનો ધર્મ છે કે પ્રાચીન સાહિત્યના ગ્રંથોને આપણી ભાષામાં લાવવા અને સુવાચ્ય બનાવવા. એક બાબત અહીં કહ્યા વિના ચાલે તેમ નથી. છાપકામ, પુસ્તકની બાંધણી બધુંય સુંદર રીતે થયું છે તે માટે ખરેખર પ્રકાશકોને અભિનંદન ઘટે છે.

**મોદી મધુસૂદન ચિમનલાલ**

# વર્તમાન સમાચાર.

પ્રાતઃસ્મરણીય આચાર્ય મહારાજ **શ્રીવિજય-વલ્લભસૂરીશ્વરજી** મહારાજને ૭૮ મું વર્ષ કારતક શુદ ૨ ના રોજ બેસતું હોવાથી ( જન્મ જયંતી નિમિત્તે) દીર્ઘાયુષ માટે પ્રાર્થના કરવા સાથે અમૃતસર આચાર્ય મહારાજને આ સભા તરફથી ગુરૂભક્તિના આનંદ માટે તાર કરવામાં આવ્યો હતો.

## સ્વીકાર-સમાલોચના

**શ્રી નયરહસ્ય પ્રકરણમ:**—( શ્રી મહામહોપાધ્યાય શ્રીમદ્ યશોવિજયજી ગણિ વિરચિત ઉપર ) શ્રીમાન્ આચાર્ય મહારાજ શ્રી **વિજયનેમિસૂરીશ્વરજી**ના પટ્ટાલંકાર વ્યાકરણવાચસ્પતિ શ્રી

વિજયલાવણ્યસૂરિજી મહારાજે રચેલી. **પ્રમોદા-વિવૃત્તિ**—નામની ટીકાના સાત નયના સ્વરૂપને જણાવનારો આ ગ્રંથ અમોને ભેટ મળેલ છે. રચયિતા સૂરિજી મહારાજ વ્યાકરણના નિષ્ણાત ( વાચસ્પતિ ) વિદ્વાન મુનિવર છે તેમ તેમના રચેલા ધાતુ રત્નાકર સાત ભાગો, અન્ય સંસ્કૃત ટીકા ગ્રંથો પરથી જણાય છે અને આ ટીકા પણ વિદ્વત્તા-પૂર્ણપણે આ પ્રમોદાવૃત્તિ તત્ત્વજિજ્ઞાસુ અને ન્યાયના અભ્યાસીઓ માટે રચીને વિષય સરલ બનાવ્યો છે. મૂળ ગ્રંથ પ્રતિભાશાળી હોવાથી તેની આ ટીકા મહારાજશ્રીએ રચેલ હોવાથી ન્યાય સાહિત્યમાં એક ઉત્તમ ગ્રંથની વૃદ્ધિ થઇ છે. વિદ્વાન ધર્મગુરુઓ જ આવા ન્યાયના ગ્રંથો ઉપર ટીકા રચી શકે છે. આ ગ્રંથમાં કયા કયા વિષયો ક્યાં ક્યાં છે તેની વિસ્તૃત અનુક્રમણિકા વાંચવાની અભ્યાસીઓને ભલામણ કરીયે છીયે. જ્ઞાનભંડારો અને લાઇબ્રેરીમાં સંગ્રહવા લાયક આ સાત નયની ટીકાનો ગ્રંથ અવલોકવા અમો ખાસ ભલામણ કરીયે છીયે.

---

## ખેદકારક અવસાન.

**સાધ્વીજી મહારાજશ્રી દેવશ્રીજીનો સ્વર્ગવાસ** સીતેર વર્ષની વૃદ્ધવયે પચાસ વર્ષનું નિરતિચાર ચારિત્ર પાળી ગયા આસો સુદ ૬ ના રોજ અમૃતસરમાં થયો છે. સાધ્વીજી મહારાજ સ્વભાવે શાંત મિલનસાર અને ક્રિયાપાત્ર હતા. શિષ્યાપ્રશિષ્યાદિ શુમારે નેવુંનો પરિવાર મૂકી ગયા છે. આચાર્યશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજના વરદ હસ્તે દીક્ષા લીધી હતી. સંસ્કૃત, પ્રાકૃત ભાષા, પ્રકરણો વગેરેનું સારું જ્ઞાન પ્રાપ્ત કર્યું હતું. આવા એક પૂજ્ય, ચારિત્રપાત્ર, વયોવૃદ્ધ સાધ્વીજીની સમાજને ખોટ પડી છે જે માટે આ સભાને અત્યંત દુઃખ થાય છે. તેમના પવિત્ર આત્માને અખંડ અનંત શાંતિ પ્રાપ્ત થાઓ એમ પરમાત્માની પ્રાર્થના કરીયે છીયે.

---

જૈન કોમમાં જાણીતા અગ્રગણ્ય **ઝવેરી મોહનલાલ હેમચંદભાઇનો** ૮૩ વર્ષની વયે મુંબઇમાં સ્વર્ગવાસ થયો છે.

સદ્દગતની કારકીર્દી જૈન સમાજમાં જાણીતી છે, આપબળે આગળ વધી તેમણે લક્ષ્મી સંપાદન કરી હતી તેમજ સદ્વ્યય પણ કર્યો હતો. ગુપ્તદાનનો પ્રવાહ ચાલુ જ રાખતા. ધાર્મિક તેમજ રાષ્ટ્રીય સેવા ભાવના તેમનામાં અહર્નિશ જાગૃત રહેતી. વળી ૧૯૩૨માં તેમણે પોતાનું મકાન કોંગ્રેસ ફ્રી હોસ્પીટલ કરવા માટે આપ્યું હતું.

તેઓ શેઠ પ્રેમચંદ રાયચંદ ચેરીટી ટ્રસ્ટમાં સલાહકાર, શ્રી જૈન એસોસીએશન ઓફ ઇન્ડીયા, શ્રી શાંતિનાથ જૈન દહેરાસર તથા વિદ્યાશાળા, શ્રી ગોડીજી પાર્શ્વનાથ મંદિર અને શ્રી મોહનલાલજી જૈન સેંટ્રલ લાયબ્રેરીના મેનેજીંગ ટ્રસ્ટી હતા. તેઓનું જીવન ધર્મપરાયણ હતું.

સદ્દગત આ સભાનાં લાઇફ મેમ્બર હતા. તેમનાં અવસાનથી સભા દિલગીરી દર્શાવે છે અને તેમનાં આત્માની શાંતિ ઇચ્છે છે. તેમનાં સુપુત્રો શ્રી મણીલાલભાઇ, ચીમનલાલભાઇ, કલ્યાણભાઇ, લાલભાઇ, રમણભાઇ, રસીકલાલભાઈ વિગેરે આપ્ત વર્ગને અંતઃકરણપૂર્વક સભા દિલાસો આપે છે.

---

વરતેજવાળા **શ્રી ગાંડાલાલ માનચંદ ભાવસાર** આસો વદી ૧૧ તા. ૮–૧૧–૪૭ ના રોજ પંચત્વ પામ્યા છે. તેઓ ધર્મિષ્ટ હતા. તેમનો સ્વભાવ સરલ અને શાંત હતો. તેમણે પોતાનાં જીવનમાં અનેક કાર્યો ધર્મના કર્યાં હતા. તેઓ આ સભાનાં લાઇફ મેમ્બર હતા. સભા તેમનાં અવસાનની દિલગીરી દર્શાવે છે અને તેમનાં આત્માની પરમ શાંતિ ઇચ્છે છે.

---

**ગાંધી નાનચંદભાઇ માધવજી**નું ભાવનગરમાં ખેદજનક અવસાન થયું છે. તેઓ શાંત અને સરળ સ્વભાવનાં હતા. તેમનું જીવન ધાર્મિક અને મીલનસાર હતું. તેઓ સભાનાં લાઇફ મેમ્બર હતા. સભા તેમનાં અવસાનથી દિલગીરી પ્રદર્શિત કરે છે અને તેમના આત્માની પરમ શાંતિ ઇચ્છે છે.

પૂજ્ય ભગવતી સૂત્રની શ્લોકે શ્લોકે એક એક રૂપીયો અને વાસક્ષેપવડે ઉદાર નરરત્ન શેઠ ભોગી લાલભાઇ મગનલાલે પૂજા કરી જ્ઞાનભક્તિ કરી સુમેળ સાધ્યો છે. આચાર્ય મહારાજે કૃષ્ણનગરમાં ઠાણા ઉઠાણા કર્યા છે. સાંભળવા પ્રમાણે થોડા દિવસમાં આચાર્ય મહારાજ વિહાર પણ કરવાના છે એમ જણાય છે.

---

## જાહેર ખબર

આ સભા માટે એક ગ્રેજ્યુએટ, સંસ્કૃત ભાષાનું સારૂં જ્ઞાન ધરાવનાર, સાહિત્ય ગ્રંથો વગેરેના ( અનુવાદો ) પ્રુફો તપાસવાનું કામ જાણનાર, એક કલાર્કની જરૂર છે. માસિક પગાર રૂા. ૭૦) થી રૂા. ૧૦૦) સુધી ) ઉપરનું સર્વ કાર્ય જાણનાર કદાચ અંડર ગ્રેજ્યુએટ હોય તો પણ ચાલશે. કોઇ સ્થળે તેમણે સરવીસ કરી હોય તો તેના સરટીફીકેટ અરજી સાથે નીચેના સ્થળે લખો.

સેક્રેટરીઓ,

શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.

---

## હવે પછી થનારા નવા પ્રથમ વર્ગના લાઇફ મેમ્બરોને સૂચના.

પોશ વદી ૩૦ સુધીમાં રૂા. ૧૦૧) એકસો એક આપી આ સભામાં નવા થનારા માનવંતા લાઇફ મેમ્બરોને જ પોશ માસમાં પ્રગટ થનારા શ્રી શાંતિનાથ ચરિત્ર રૂા. ૭ા તથા સાથે શ્રી વસુદેવ હિંડી રૂા. ૧૨ાા આ બંને રૂા. વીશની કિંમતના ગ્રંથો ભેટ મળી શકશે. ત્યારબાદ જે ગ્રંથો છપાશે, તે તે ભેટ મળી શકશે. માત્ર પોસ્ટેજ પુરતા ખર્ચનું વી. પી. તે વખતે તેઓ સાહેબને મોકલવામાં આવશે.

## બીજા વર્ગમાંથી પ્રથમ વર્ગમાં આ માસમાં વધારે થયેલાં માનવંતા લાઇફ મેમ્બરો.

૧ શ્રીયુત મોહનલાલ દીપચંદ ચોકસી ૨ શેઠ ચુનીલાલ રાયચંદ ૩ ઝવેરી સાકરલાલ માણેકચંદ ધડીયાળી
૪ શાહ કાન્તિલાલ ભગવાનદાસ ૫ શાહ અમૃતલાલ હરગોવિંદ

---

## બીજા વર્ગનાં લાઇફ મેમ્બરોને નમ્ર સુચના.

સ્થાનિક તથા બહાર ગામના સભ્ય સાહેબોને જણાવવાનું કે હજી સુધી રૂા. ૫૦) વિશેષ ભરી પ્રથમ વર્ગના લાઇફ મેમ્બર જે બંધુઓ નથી થવા તેઓ પણ વિચાર કરી તેમ કરી શકે માટે આસો વદી ૩૦ સુધી પહેલા વર્ગમાં દાખલ થઇ ભેટનો લાભ મેળવે તેમ આગળ જણાવ્યું છે. આ બંને ઉપયોગી ગ્રંથો બહુજ રૂચીકર અન્ય જૈન બંધુઓ ઘણા મોટા પ્રમાણમાં મંગાવે છે, જેથી હવે પછી તે બને બુકો સિલિકે રહે તેમ જણાતું નથી, જેથી હવે પછી આપ આ બુકો ભેટ તરીકે મંગાવવા ઇચ્છા ધરાવતા નથી તેમ ધારી તે સિલિકે નહિં રહે તો પછી સભા આપને આપી શકશે નહિં માટે આપને યોગ્ય લાગે તે રીતે વિચાર કરી દિવાળી પહેલાં વેલાસર મંગાવી લેવા તૈયાર થયા નથી, હવે બીજી સૂચના કરવાની કે આપ માગશર વદી ૩૦ સુધીમાં જો રૂા. ૫૦) આપી પ્રથમ વર્ગમાં દાખલ થશો તો પોશ માસમાં પ્રગટ થનાર શ્રી શાંતિનાથ ચરિત્ર તથા શ્રી વસુદેવ હિંડી બંને ગ્રંથો કિંમત રૂા. ૨૦) ના ભેટ આપને મળી શકશે અને તે પછી થશો તો ધારા પ્રમાણે ભેટ મળશે.

---

## નવા તૈયાર થતાં અપૂર્વ સાહિત્ય પ્રકાશનો.

( અનુવાદો )

૧ કથારત્નકોષ ( જૈન કથા સાહિત્ય અને તત્ત્વજ્ઞાનનો અપૂર્વ ગ્રંથ પ્રથમ ભાગ )
૨ શ્રી પાર્શ્વનાથ પ્રભુ ચરિત્ર
૩ શ્રી શ્રેયાંસનાથ પ્રભુ ચરિત્ર
૪ મહાસતી દમયંતી ચરિત્ર ( શ્રી ઉપયોગી સીરીઝ તરીકે. )

યોજનામાં

૫ શ્રી સુમતિનાથ પ્રભુ ચરિત્ર (શ્રી સોમપ્રભાચાર્યકૃત) નંબર ૧–૩–૫ માં આર્થિક સહાયની અપેક્ષા છે.

**૧ શ્રી વસુદેવહિંડી ગ્રંથ** (શ્રી સંઘદાસ ગણિકૃત ભાષાંતર)

તત્ત્વજ્ઞાન અને બીજી ઘણી બાબતોને પ્રમાણિક ઠરાવવા સાધનરૂપ આ ગ્રંથની સુમારે પાંચમા સૈકામાં શ્રી સંઘદાસગણિ મહારાજે રચના કરેલી છે. મૂળ ગ્રંથનું બહુ જ પ્રયત્નપૂર્વકનું સંશોધનકાર્ય સદ્ગત મુનિરાજ શ્રી ચતુરવિજયજી મહારાજ તથા વિદ્યમાન સાક્ષરવર્ય મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજે કરી જૈન સમાજ ઉપર મહાન ઉપકાર કર્યો છે. ભારતનો ઇતિહાસ તૈયાર કરવા માટે અજોડ અને બહુ જ પ્રાચીન ગ્રંથ છે. દરેક જૈન જૈનેતર સાક્ષર અને સાહિત્યકારની પ્રશંસાને પાત્ર થયેલ આ ગ્રંથ છે. આવા બહુ મૂલ્ય ગ્રંથનું ભાષાંતર વિદ્વાન રા. રા. ભોગીલાલ જ. સાંડેસરા એમ. એ. અમદાવાદવાળા પાસે તૈયાર કરાવેલ છે. ખરેખરી જ્ઞાનભક્તિનું આ ઉત્તમોત્તમ કાર્ય છે. આ ગ્રંથમાં અનેક ઐતિહાસિક સામગ્રી અનેક જાણવા યોગ્ય વિષયો અને કથાઓ આવેલી છે. સુમારે છસોંહ પાનાનો ગ્રંથ કપડાનું પાકું બાઇન્ડીંગ સુંદર સચિત્ર કવર જેકેટ સાથે કિંમત રૂા. ૧૨-૮-૦ પોસ્ટેજ અલગ. પ્ર૦ વ૦ના લાઇફ મેમ્બરોને ભેટ મળશે.

---

**૨ શ્રી શાંતિનાથ ચરિત્ર—શ્રી અજિતપ્રભસૂરિકૃત.**

મૂળ ઉપરથી ગુજરાતી ભાષાંતર સુંદર-સરલ-વિવિધ કલરીંગ સચિત્રો સાથે, ઉંચા કાગળો ઉપર, સુંદર ગુજરાતી ટાઇપમાં છપાઇ ગયો છે, પાકા બાઇન્ડીંગથી અલંકૃત થાય છે. દેવાધિદેવ શ્રી શાંતિનાથ પ્રભુના દરેક ભવોનું અપૂર્વ સ્વરૂપ, અનેક બીજી અંતર્ગત કથાઓ, બાર વ્રત અને બીજા વિષયો ઉપરની દેશના, અનુકંપા( જીવદયા )નું અદ્ભુત, અપૂર્વ, અનુપમ વૃત્તાંત આ ચરિત્રમાં આવેલ છે, જે મનન કરવા જેવું છે. કીંમત રૂા. ૭-૮-૦ પોષ માસમાં પ્રગટ થશે.

---

## "નૂતન સાહિત્ય પ્રકાશન"

### ૧ શ્રી પાર્શ્વનાથ પ્રભુ ચરિત્ર.

શ્રીમાન્ દેવભદ્રાચાર્યકૃત ૧૧૦૦૦ હજાર શ્લોક પ્રમાણ, પ્રાકૃત ભાષામાં બારમા સૈકામાં રચેલો તેનું ભાષાંતર છપાય છે. આ ચરિત્ર ગ્રંથકર્તા આચાર્ય મહારાજની વિદ્વત્તાપૂર્ણ સુંદર, અનુપમ, અલૌકિક રચના છે. આટલો મ્હોટો શ્રી પાર્શ્વનાથ ચરિત્ર ગ્રંથ બીજો નથી. તેમ આવી મહત્વપૂર્ણ ચરિત્ર રચના ભાગ્યેજ બીજા ગ્રંથમાં હશે. પ્રભુના ભવોના વિસ્તૃત વર્ણન સાથે, પ્રભુના દશ ગણધરોના પૂર્વભવોના રસિક ચરિત્રો સાથે આપવામાં આવેલ છે. સાથે અનેક અંતર્ગત કથાઓ અને ઘણા જાણવા યોગ્ય વિવિધ વિષયો પણ આવેલાં છે. ગ્રંથ છપાય છે, આ એક અપૂર્વ કૃતિ છે. ૬૫ ફોર્મ સાડા પાંચસેંહ પૃષ્ઠ, અને આકર્ષક રંગીન ચિત્રો, મજબુત બાઇન્ડીંગવડે ગુજરાતી સારા અક્ષરોથી છપાય છે.

---

**૨ શ્રી કથારત્નકોષ ગ્રંથ**—શ્રીમાન્ દેવભદ્રાચાર્ય મહારાજે ( સંવત ૧૧૫૮ માં પ્રાકૃત ભાષામાં રચેલો છે. જેમાં સમ્યક્ત્વ આદિ તેત્રીશ સામાન્ય ગુણો અને પાંચ અણુવ્રત આદિ વિશેષ બાર ગુણોને લગતા ૫૦ વિષયોનું પઠન પાઠન કરવા-અભ્યાસ કરવા જેવું વિવેચન અને તે દરેક ગુણો ઉપર નવીન મૌલિક, સુંદર અનુપમ કથાઓ વાચકોની રસવૃત્તિ આખો ગ્રંથ વાંચતા નિરસ ન થાય તેવી સુંદર રચના આચાર્ય મહારાજે કરી છે. આ ગ્રંથમાં આવેલ ગુણોનું સ્વરૂપ, તેનું વિવેચન, તેને લગતા ગુણદોષો, લાભ-હાનિનું નિરૂપણ આચાર્ય મહારાજે એવી સુંદર પદ્ધતિ, સંકલનાથી કર્યું છે કે જેથી આ ગ્રંથની અનુપમ, અમૂલ્ય અપૂર્વ રચના બનેલ હોવાથી તે અપૂર્વ સાહિત્ય ગ્રંથ ગણાય છે. આ સુંદર ગ્રંથ મૂળ અમોએ પ્રસિદ્ધ કર્યો છે, જેની મૂળની કિંમત રૂા. ૮-૮-૦ છે. જેનું આ સરલ શુદ્ધ ભાષાંતર પણ સાક્ષરવર્ય મુનિરાજ શ્રીપુણ્યવિજયજી મહારાજની દેખરેખ નીચે થયેલ છે. આર્થિક સહાયની અપેક્ષા છે. મૂળ ગ્રંથની પ્રસ્તાવના સાક્ષરવર્ય શ્રી પુણ્યવિજયજી મહારાજે વિદ્વતાપૂર્ણ લખેલી મનન કરવા જેવી જે સાથે છપાશે.

મુદ્રક: શાહ ગુલાબચંદ લલ્લુભાઇ : શ્રી મહોદય પ્રિન્ટિંગ પ્રેસ : દાણાપીઠ-ભાવનગર.

# શ્રી આત્માનંદ પ્રકાશ

卐 卐 卐

પુસ્તક ૪૫ મું. | આત્મ સં. પર | સંવત ૨૦૦૪.
અંક ૫-૬ | | માગશર-પોષ : જાનેવારી.












વાર્ષિક લવાજમ રૂા. ૩-૦-૦ પોસ્ટેજ સહિત.

પ્રકાશક—

— : શ્રી જૈન આત્માનંદ સભા–ભાવનગર : —



# અનુક્રમણિકા.



## આ માસમાં નવા થયેલા માનવંતા સભાસદો

| | | | | |
|---|---|---|---|---|
| ૧ | શ્રી હેમચંદ્રાચાર્ય જૈન સભા હા. શેઠ ભોગીલાલ ચીમનલાલ | (૧) | લાઇફ મેમ્બર | પાટણ |
| ૨ | શ્રી વર્દ્ધમાન જૈન જ્ઞાનમંદિર હા. ઋષિ અનુપચંદ્રજી યતિવર્ય | (૧) | ,, | ઉદયપુર |
| ૩ | શાહ અમૃતલાલ મોહનલાલ | (૧) | ,, | ધીણોજ |
| ૪ | શાહ મુલચંદ લક્ષ્મીચંદ | (૧) | ,, | પાલેજ |
| ૫ | શ્રી જૈન શ્વે. મૂર્તિપૂજક સંઘ લાયબ્રેરી હા. શાહ રતિલાલ કેશવલાલ | (૧) | ,, | પ્રાંતીજ |
| ૬ | શાહ ફુલચંદ માણેકચંદ | (૧) | ,, | નડિઆદ |
| ૭ | શાહ મગનલાલ મૂલચંદ | (૧) | ,, | મુંબઇ |
| ૮ | કાન્તિલાલ હેમરાજ વાંકાણી | (૨) | ,, | ભાવનગર |
| ૯ | શાહ મથુરદાસ છગનલાલ | | વાર્ષિક | ભાવનગર |

## બીજા વર્ગમાંથી પ્રથમ વર્ગમાં આ માસમાં વધારે થયેલા માનવંતા લાઇફ મેમ્બરો

૧. શાહ નથુભાઇ છોટાલાલ
૨. શાહ મણીલાલ ભગવાનદાસ
૩. શાહ શાંતિલાલ પરશોતમદાસ
૪. મ્હેતા બલવંતરાય શામળદાસ

---

## ભેટના ગ્રંથોનો અપૂર્વ લાભ.

**૧. શ્રી વસુદેવ હિંડી** (અનુવાદ) કિંમત રૂ. ૧૨-૮-૦ **શ્રી શાંતિનાથ ચરિત્ર** સચિત્ર કિંમત રૂ. ૭-૮-૦ મળી રૂ. ૨૦) વીશની કિંમતના બે ઉત્તમ અપૂર્વ સાહિત્યના ગ્રંથો પોશ શુદિ ૧૫ ના રોજથી પેટ્રન સાહેબો તથા પ્રથમ વર્ગના લાઇફ મેમ્બરોને (બહારગામનિવાસીને) પોસ્ટેજ પુરતા રૂ. ૧-૪-૦ ના વી. પી. થી મોકલવામાં આવશે જે સ્વીકારી લેવા નમ્ર સુચના છે.

---

# નમ્ર સુચના.

## અમારા માનવંતા પેટ્રન સાહેબોને અને લાઇફ મેમ્બરોને

## શ્રેણીબંધ સુંદર ગ્રંથોનો ભેટ તરીકેનો લાભ.



આ માસ સુધીમાં શ્રી સંઘપતિ ચરિત્ર, રૂા. ૬ાા શ્રી મહાવીર યુગની મહા દેવીઓ રૂા. ૩ાા (કુલ દશ રૂપીઆના ગ્રંથો ભેટ અપાઇ ગયેલ છે. હવે પોષ માસમાં શ્રી વસુદેવ હિંડી રૂા. ૧૨ાા તથા શ્રી શાંતિનાથ પ્રભુ ચરિત્ર રૂા. ૭ાા વીશ રૂપીઆની કીંમતના બે ગ્રંથો ધારા પ્રમાણે ભેટ મળશે. ત્યારબાદ શ્રી દમયંતી ચરિત્ર અને શ્રી પાર્શ્વનાથ પ્રભુ ચરિત્ર એ બે ગ્રંથો, ત્યારબાદ શ્રી કથા રત્નકોષ પ્રથમ ભાગ અને શ્રી શ્રેયાંસનાથ ચરિત્ર ઉપરોક્ત આ બે ગ્રંથો પ્રેસમાં છપાઇ રહેલ છે અને બીજા ગ્રંથો યોજનામાં છે. પ્રકટ થતાં તરતજ ઉપરોક્ત શ્રેણીબંધ સુંદર સચિત્ર ચરિત્રો ઘણીજ ભારે કિંમતના ભેટ આપવામાં આવશે. શ્રી આત્માનંદ પ્રકાશ માસિકમાં ભેટના ગ્રંથો માટેની જાહેરખબર દ્વારા જે જે વખતે જે જે લાઇફ મેમ્બર માટે સૂચના કરી હોય તેની હદની અંદર રહીને તે તે પ્રમાણે ઉપરોક્ત ગ્રંથો ભેટ આપવામાં આવશે.

આવા સુંદર ગ્રંથોમાં આવેલા તીર્થંકર ભગવાન, સત્ત્વશાળી મહાન નરો, સતી શિરોમણીના ચરિત્રો સાથે તત્ત્વજ્ઞાનના ભરેલ, સાદા, સમજાય તેવા, વિષયો વાંચી અનેક ભવ્યાત્માઓ આત્મકલ્યાણ સાધી શકે છે. અને આર્થિક દ્રષ્ટિએ પણ આ સભા જેવો લાભ કોઇ સંસ્થાએ આપ્યો નથી, આપી શકતું નથી. બંને પ્રકારના લાભો મેળવવા દર માસે અને ક્રમે ક્રમે (જૈન બંધુઓ) નવા પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરો થતા જ અને થાય છે. સ્થિતિ સંપન્ન જૈન બંધુઓને ખાસ પેટ્રન પદ સ્વીકારવા અને છેવટે રૂા. ૧૦૧) આપી સત્વર લાઇફ મેમ્બરો થવા નમ્ર સુચના છે.

સેક્રેટરીઓ.
શ્રી જૈન આત્માનંદ સભા.
ભાવનગર.

શ્રી કૃષ્ણકુમારસિંહજી પ્રી. પ્રેસ-ભાવનગર

# શ્રી આત્માનંદ પ્રકાશ.

... પ્રકાશક:—શ્રી જૈન આત્માનંદ સભા–ભાવનગર ...

વીર સં. ૨૪૭૪. | માર્ગશીર્ષ—પોષ | પુસ્તક ૪૫ મું.

વિક્રમ સં. ૨૦૦૪. | :: તા. ૨૦ જાન્યુઆરી ૧૯૪૮ :: | અંક ૫–૬

## વિમલગિરિ શ્રી આદિનાથ સ્તવન

(બંસરી બજતી નહિ–એ રાગ.)

વિમલગિરિ આદિ પ્રભુના દર્શને મનડું ઝૂલે,
જ્ઞાન રવિ અમૃત પ્રભાથી, ઊરતણાં કમળો ખૂલે. વિમ૦ ૧

દિવ્ય સમવસરણ વિષે, માલકોષે દેશના,
બંસરી સુરગણુતણી, ગુણુ વધે ઉપદેશના. વિમ૦ ૨

ચોત્રીસ અતિશયવંત પ્રભુજી, પાંત્રીસ વાણી ગુણુગતિ,
યોજન સુધી પશુ પક્ષી સમજે, જલનિધિ સમ ગાજતી. વિમ૦ ૩

સુર નરો પશુ પંખીયો, ગાન્ધર્વ કિન્નર સૌ સુણે,
પોતાની ભાષામાં જ પ્રભુની, વાણીને સૌએ ગણે. વિમ૦ ૪

નવ હેમ કમલે પદ ધરી, વિચરે પ્રભુ અવની વિષે,
જ્યાંજ્યાં પડે પદ એ શુચિ,ધન,ધાન્ય સુખ સઘળું વસે. વિમ૦ ૫

દિવ્ય કેવળજ્ઞાની પ્રભુજી, બોધથી જન તારીયા,
તીર્થ અષ્ટાપદ વિષે, નિર્વાણુ જિનવર પામીયા. વિમ૦ ૬

દેવેન્દ્ર ગિરિની અજિતરજને, શિવ ધરી પ્રભુ પૂજતા,
હેમેન્દ્ર વિમલાચલતણી, હૈયે સ્તવે શુચિ દિવ્યતા. વિમ૦ ૭

મુનિરાજ શ્રી હેમેન્દ્રસાગરજી

# જ્ઞાનગીતા શતક.

( ગતાંક પૃષ્ઠ ૪૧ થી ચાલુ )

સમ્યક્ સુદષ્ટિ મળે, કવિ કલ્પતરુ ફળે; કાવ્ય કામધેનુ ખીલે, આતમાર્થી બાંધતા.
સમ્યક્ સુદષ્ટિ ખીલે, પ્રકાશ આત્માર્થી ઝીલે; પંથી જેમ ચીલે ચીલે, મુક્તિ પંથ સાધતાં.
રવિનો ઉદય થાય, અંધકાર દૂર જાય; કમળ વિકસી જાય, પ્રસન્નતા અર્પતાં.
પ્રગટો સમ્યક્ રવિ, યાચના કરે છે કવિ; પામીને પ્રકાશ ભવી, ભવઅંત કરતાં. ૪૫
પરભાવ મારો નહિં, માન્યા વિના આરો નહિં; માને તોયે તારો નહિં, મૂઢતાને ત્યાગજે.
સ્વભાવ તે ન્યારો નહિં, માન્યા વિના આરો નહિં; તારો તે તો તારો સહિ, સમ્યક્ આરાધજે.
બાળક બગલમાંય, શોધવાને બ્હાર જાય; તેમ તું આતમરાય, તારામાંથી ખોળજે.
સ્વતંત્રતા સુખદાય, પરતંત્ર દુઃખદાય; સ્વરાજ્ય લેવાને ભાય, આત્મ જંગ ખેલજે. ૪૬
રાગ ત્યાં તો ત્યાગ નથી, ત્યાગ ત્યાં તો રાગ નથી; રાગ વિના બંધ નથી, રાગ તેથી ત્યાગજે.
ઉદયની પરંપરા, જ્ઞાની કરે નિરજરા; કારણ ન રાગ જરા, ગૂઢ તત્વ ગ્રહજે.
અજ્ઞાનીને થાય બંધ, કારણ રાગ સંબંધ; સંવરથી પ્રતિબંધ, સમભાવ ધારજે.
ક્રિયા કરે એક હોય, જ્ઞાનીને ન બંધ હોય; અજ્ઞાનીને બંધ હોય, સમ્યક્ વિચારજે. ૪૭
સમકિતી જ્ઞાનવાન, તેનાં કરો ગુણગાન; વળી કરો બહુમાન, સમકિત પામવા.
જેને થાય જેવો સંગ, તેને લાગે તેવો રંગ; તેથી સેવો સતસંગ, સમકિત પામવા.
પારસનો સંગ થાય, લોહનું સુવર્ણ થાય; સમજો આ સત્ય ન્યાય, સમકિત પામવા.
જેહ જેનું ધ્યાન ધરે, તેહ તેવું પ્રાપ્ત કરે; ન્યાય વિચારી અંતરે, સમકિત પામવા. ૪૮
સાધક હું સાધ્ય છું હું, સિદ્ધ હું આરાધ્ય છું હું; જેમ કોકીલા ટુહુ હુ, તુંહી તુંહી જપવા.
સમય સમ્યગ્દૃષ્ટિ, જ્ઞાન ધન મેઘવૃષ્ટિ; પલ્લવિત આત્મસૃષ્ટિ, તુંહી તુંહી જપવા.
મેઘ ગાજે ગગનમાં, મોર નાચે મગનમાં; તેમ ધ્યાન લગનમાં, તુંહી-તુંહી જપવા.
શુદ્ધ બુદ્ધ ચિદ્રૂપ, નિશ્ચયમાં તદ્રૂપ; પ્રાપ્ત કરવા સ્વરૂપ, તુંહી-તુંહી જપવા. ૪૯
વ્યવહાર કામકાજ, સંસારમાં રહી રાજ; આતમનો ધરી સાજ, વિવેકથી વસીએ.
વિવેકની પ્રદ્યાધાર, એવી છે ચમકદાર; અહો જો સમજદાર, કર્મમાં ન ફસીએ.
ક્રોધ માન માયા લોભ, મોહ મહેલનાં મોભ; જીવને પમાડે ક્ષોભ, તેથી દૂર ખસીએ.
રસ લુબ્ધ પંચેન્દ્રિય, આંખ નાક કર્ણેન્દ્રિય; ત્વચા વાચા રસેન્દ્રિય, તેને તપે કસીએ. ૫૦
પાપકારી કર્મ વાર, અનાસક્ત ભાવ ધાર; સંસાર જાણી અસાર, નિરમોહી થઇએ.
મન-વચ-કાય યોગ, વધારે સંસાર રોગ; આતમામાં ઉપયોગ, રાખી સદા રહીએ.
અહિંસાનું શસ્ત્ર ધરી, કષાયોનો જય કરી; ઇન્દ્રિયોને વશ કરી, વિરતિને ભજીએ.
સત્યનો પ્રકાશ થાય, લૂંટારાઓ નાસી જાય; નિરભયતા છવાય, ભવ ભય ટાળીએ. ૫૧
અસ્તેયનો અસ્ત થાય, શિયળ નહિં લુંટાય; પરિગ્રહ ભાગી જાય, આત્મસત્તા સ્થાપતાં.
કૃષ્ણપક્ષ કાળી રાત, ઉદય થતાં પ્રભાત; નાસી જાય ભલી ભાત, અનાહત સુણતાં.
જીતવી પ્રથમ જાત, યોગ વશ કરી ભાત; પછી અનુભવ વાત, આતમાર્થી જાણતાં.
આતમા છે મોટો દેવ, તેની તમે કરો સેવ; તોડી વિભાવિક ટેવ, સ્વભાવમાં મ્હાણતાં. ૫૨

અમરચંદ માવજી શાહ.

# 'સાથે શું લઇ જશો ?'

લેખક—આચાર્યશ્રી વિજયકસ્તૂરસૂરિજી મહારાજ

ઉપર આકાશ અને નીચે પાણી માત્ર બધીય દિશામાં દેખાઈ રહ્યું હોય એવા ભરદરિયે વહાણમાં બેઠેલો મુસાફર બધુંય સ્થિર જુએ છે; પણ જ્યારે છેટેથી દરિયાનો કિનારો દેખાય છે ત્યારે તેને બધુંય અસ્થિર દેખાય છે, વહાણ તથા કિનારા પરની વસ્તુઓ ઘણી જ ઝડપથી ચાલતી જણાય છે. તેવી જ રીતે દેહરૂપી વહાણમાં બેઠેલો મુસાફર આત્મા માનવજીવનના મધ્ય દરિયે બધુંય સ્થિર જુએ છે પણ તેને જ્યારે મોતનો કિનારો દેખાવા માંડે છે ત્યારે બધુંય અસ્થિર જણાય છે. અને જ્ઞાની પુરુષોએ કહેલી એક વાત તો સાચી સમજાય છે કે સંયોગી વસ્તુઓનો વિયોગ અવશ્ય થાય છે માટે બધુંય મૂકીને જવાનું છે. ધન-સંપત્તિ-બાગ-બંગલા-કુટુંબપરિવાર આદિ કે જેનો જન્મ્યા પછી જીવનની શરૂઆતથી સંયોગ થયો છે તેમાંનું કશુંય સાથે જવાનું નથી. સામાન્ય બુદ્ધિના માનવી માત્ર આટલું જ સમજી શકે છે અને તે પણ છેવટની ઘડીયે, પરંતુ એમ તો કોઇક જ માનવી જાણતો હશે કે પાછલા ભવમાંથી જે કાંઇ સાથે લઇને અવતર્યો છું તેને પણ અજ્ઞાનતાથી અહિંયા જ મૂકીને જાઉં છું. માનવી બુદ્ધિપૂર્વક વિચાર કરે તો સાચી રીતે સમજી શકે છે પણ બુદ્ધિની નિર્બળતાને લઇને જ્ઞાની પુરુષોના વચનો સાંભળવા છતાં પણ તાત્ત્વિક વસ્તુ સમજી શકતા નથી.

માનવીને મૂકી જવાની વસ્તુઓ બે પ્રકારની હોય છે: એક તો પાછલા જન્મમાંથી સાથે લાવેલો જેવી કે-નરદેહ-માનવજીવન-અખંડ પાંચે ઇંદ્રિયો અને લાંબું જીવન. આ બધીય વસ્તુઓ સાથે લઇને આત્મા માનવસ્વરૂપે અવતરે છે અને ધન-સંપત્તિ-બાગબંગલા આદિ વસ્તુઓ તેમજ સ્ત્રીપુત્રાદિ કુટુંબ પરિવારના સંબંધો અવતર્યા પછી મેળવે છે. આ પ્રમાણે બંને પ્રકારની વસ્તુઓ માનવી મૂકીને જાય છે. છતાં તે માનવ દેહે અવતર્યા પછી મેળવેલી વસ્તુઓને પ્રધાનતા આપીને તેના માટે મોતની સાથે જતી વખતે શોક કરે છે, દુઃખી થાય છે, પણ પાછલા ભવમાંથી સાથે લાવેલી વસ્તુઓ મૂકી જવા માટે જરાય શોક કરતો નથી. અર્થાત્ આત્મોન્નતિ માટે મળેલાં માનવજીવન આદિ ઉત્તમ સાધનો મૂકી જવા માટે કોઇપણ દુઃખી થતું નથી. અને જે માનવી માનવજીવન તથા દેહ છોડતાં દુઃખ મનાવે છે તે વિષયાસક્ત જીવ વિષયની લાલસાવાળો હોવાથી વિલાસનું સાધન માનીને જ તે દેહાદિનો વિયોગ થતી વખતે મુંઝાય છે પણ આત્મવિકાસનું સાધન માનીને તેના અભાવે વિકાસથી વંચિત રહેવાની સમજણથી શોક કરતો નથી. આવા જીવો વિલાસ માટે જ જીવવું પસંદ કરે છે પણ વિકાસ માટે નહિં અને તેથી કરીને જ કેટલાક માનવી વિલાસનાં સાધન ન મળવાથી ખુશીથી મરતા-આપઘાત કરતાં દૃષ્ટિગોચર થાય છે.

અજ્ઞાની માનવી જીવનને ઘણી જ કાળજીપૂર્વક જાળવે છે તે તેમને મળેલા વૈષયિક સુખો ભોગવવાની લાલસાથી અથવા તો વૈષયિક સુખના સાધનો મેળવવાની ઇચ્છાથી જ સાચવે

છે અને આવતા મોતને રોકવા પોતાનાથી બનતું બધુંય કરી છૂટે છે તોયે આયુષ્યકર્મ ભોગવવારૂપ માનવ જીવન સમાપ્ત થાય છે એટલે મોત આવીને ઊભું રહે છે અને દ્રવ્ય તથા ભાવથી કંગાળ બનેલા માનવીના આત્માને અસહ્ય દુઃખના દરિયામાં હડસેલી મૂકે છે. જ્ઞાની આત્માઓ તો જન્માંતરમાંથી સાથે લાવેલાં નરદેહ તથા માનવ જીવન આદિ સંપત્તિથી ઉત્તમ પ્રકારનો વ્યવસાય કરીને સમ્યગ્જ્ઞાન-દર્શન-ચારિત્ર-સમભાવ આદિ સાચી સંપત્તિની વૃદ્ધિ કરેલી હોવાથી જન્મ-મરણ માટે હર્ષ શોક કરતા નથી; કારણ કે તેઓ સમજે છે કે જીવીશું તો આત્મિક સંપત્તિને વધારીશું અને મૃત્યુ આવશે તો સત્કાર્યો કરીને સાચી સંપત્તિ સારી રીતે મેળવી છે એટલે તેની સાથે જતાં કાંઇ પણ હરકત આવે તેમ નથી. અર્થાત્ આ જીવનમાં દુષ્કૃત્યોનો આદર કરીને કોઇને દુઃખી કરી અપરાધી બન્યા નથી એટલે ભાવી જીવન-માં સજા ભોગવવા દુર્ગતિનો સીમાડો ભાળવો પડશે નહિં, માટે જીવીશું તોયે શ્રેય છે અને મરીશું તો શ્રેય જ છે. આવા વિચારવાળા જ્ઞાની પુરુષો વૈષયિક સુખના સાધનો મેળવવાના કષ્ટથી મુક્ત હોય છે. પૌદ્‌ગલિક સુખના સાધન તેમને મળો યા ન મળો તેના માટે હર્ષ-શોક કરતા નથી. તેમને પુન્ય બળથી મળેલી પૌદ્‌ગલિક સંપત્તિને પ્રધાનતા આપી ઘણા રાજી થતા નથી તેમજ તેને સાચવવા કે વધારવા જન્માંતરમાંથી સાથે લાવેલા માનવ જીવનને વેડફી નાંખતા નથી અને છેવટે પૌદ્‌ગલિક સંપત્તિ મૂકીને જતાં જરાય શોક કરતા નથી.

નરદેહ તથા માનવજીવન મેળવ્યા પછી ધન-સંપત્તિ આદિ જે કાંઇ મેળવ્યું હોય તેને આત્મશ્રેય સાધવા છોડવાની જરૂરત છે કારણ કે તે મોહ મમતાને ઉત્તેજન આપવાવાળું હોવાથી આત્મવિકાસનું બાધક છે છતાં પોતાને (આત્માને) ન ઓળખનાર આસક્તિ ભાવથી ભલે તેને વળગી રહે પરંતુ છેવટની ઘડીએ તો તે છૂટી જ જવાનું છે. તેને સાથે લઇ જવાને કે રાખવાને મહેનત કરવી નકામી છે; કારણ કે તે રહી શકતું નથી તેમજ સાથે પણ જઇ શકતું નથી. તો યે જડાસક્ત જીવો તેને જતું અટકાવવાને માનવ જીવનની કિંમતી ક્ષણો વગર સંકોચે છૂટથી વાપરે છે અને આત્માના શ્રેયની પણ પરવા રાખતા નથી, છતાં ધન-સંપત્તિ, બાગ-બંગલા આદિ રહેતાં નથી. પુન્ય ક્ષય થતાંની સાથે જ બધી વસ્તુઓનું સ્વામીપણું છૂટી જાય છે. અને તે વસ્તુઓ નાશ પામી જાય છે અથવા તો તેનો બીજો સ્વામી થાય છે. જેથી માનવી તેની મમતાથી મુકાઇ જવાથી છૂટો થાય છે. છૂટું થવું એટલે પરાધીનતામાંથી મુકાવું કે જે એક પ્રકારે સુખશાંતિનું કારણ છે પણ મોહઘેલો માનવી સુખ-શાંતિના બદલે દુઃખ તથા અશાંતિ મનાવે છે, કારણ કે પોતે પૌદ્‌ગલિક સુખ તથા વિલાસથી વિરામ પામ્યો નથી અને વિકાસી સુખથી તદ્દન અજાણ છે એટલે જો કે તેને ગયેલી વસ્તુની મમતા રહેતી નથી પણ વિલા-સમાં મોજશોખની વસ્તુ વગર અડચણ પડ-વાથી પોતે ગયેલી વસ્તુનો શોક કરે છે, દુઃખ મનાવે છે અને પાછો વિલાસનાં સાધન મેળ-વવાને શેષ જીવન વાપરી નાંખીને માનવ જીવ-નનો કંગાળ બની જાય છે જેથી તે માનવ જીવનનો દરિદ્રી અનંતકાળ સુધી સુખનો પડછાયો પણ ભાળી શકતો નથી.

જે વસ્તુઓ મૂકી જવાની છે તેને મેળવ-વાની તૃષ્ણાથી સાથે લઇ જવાની વસ્તુઓને મેળવીને વધારવાને બદલે સાથે લાવેલો છે તેને વેડફી નાંખનારમાં ડહાપણનો અંશ પણ હોતો નથી છતાં માનવી પુન્યની સહાયતાથી ધન-સંપત્તિ મેળવીને પોતાને ડાહ્યો માને છે

અને બહુ જ ડહાપણનું કામ કર્યું છે એમ બીજાના મોઢેથી પોતાની પ્રશંસા સાંભળીને ફૂલાય છે તેમજ જેઓ સાથે લઈ જવાની વસ્તુને સાચવીને વધારવા મૂકી જવાની વસ્તુની ઉપેક્ષા કરે છે તેમને બુદ્ધિ વગરના માને છે. આવા માનવી ભવાભિનંદી-ગમે તેવો ભવ મળ્યો હોય તેમાં જ આનંદ માનનારા-હોવાથી તેમને જેટલો ધનાદિ સંપત્તિ ઉપર પ્રેમ હોય છે તેટલો પ્રભુ ઉપર હોતો નથી. અને કાંઇક પ્રેમ હોય છે તે પણ ફક્ત ધનાદિ મળે છે એવી શ્રદ્ધાથી જ હોય છે અને એટલા માટે જ તેમને પ્રભુના સાચા વચનો ઉપર શ્રદ્ધા હોતી નથી તેમજ ધનાદિ મેળવતાં નરક-તિર્યંચની માઠી ગતિયોમાં લઈ જનારી પાપ પ્રવૃત્તિયોનો ઉત્સાહપૂર્વક આદર કરતો હોવાથી નરક-તિર્યંચમાં અસહ્ય દુઃખો ભોગવવાં પડે છે તેની પણ પ્રાયઃ શ્રદ્ધા હોતી નથી. આવા જીવોને પુન્યના અભાવે અથવા તો પુન્ય ક્ષય થઇ જવાથી પૌદ્‌ગલિક સુખનાં સાધન ન મળ્યાં હોય કે મળીને ચાલ્યાં ગયાં હોય તો તેઓ ઘણા જ ઉદ્વેગ તથા ચિંતાવાળા રહે છે અને પોતાને અત્યંત દુ:ખી માને છે, તેમજ બીજાની ધન-સંપત્તિ તથા તેમને ધાર્યા પ્રમાણે વૈષયિક સુખ ભોગવતા જોઇને પોતે ઘણા જ ઝૂરે છે અને માનવ જીવનને નકામું માનીને તેનાથી છૂટી જવાને ઇચ્છે છે પણ ઉત્તમ માનવ જીવનને આત્મશ્રેય માટે વાપરવાની ઇચ્છા રાખતા નથી.

માનવજીવન, માનવદેહ તથા પુન્યાનુબંધી પુન્ય આદિ મેળવવાને ધન-સંપત્તિની ખાસ જરૂરત રહેતી નથી તે સિવાય પણ માનવી પોતાના માનવજીવનદ્વારા આત્મસંપત્તિ તથા ભાવિ જીવનમાં આત્મોપયોગી વસ્તુઓ મેળવી શકે છે. જેઓ એમ માનતા હોય કે ધન વગર ધર્મ થઇ શકતો નથી તેઓ મોટી ભૂલ કરે છે કારણ કે પુન્ય કર્મ સ્વરૂપ ધર્મ કે કર્મની નિર્જરાસ્વરૂપ તાત્વિક ધર્મ ધન-સંપત્તિના ત્યાગથી જેટલો સારો અને સાચો થઇ શકે છે તેટલો ભોગથી થઇ શકતો નથી. ધન ખરચીને ધર્મ કરનારા ધન-સંપત્તિના ભોગી હોય છે અને જડાત્મક વસ્તુઓનો ભોગ પ્રાયઃ કર્મની નિર્જરારૂપ તાત્વિક ધર્મ કરવામાં અંતરાયભૂત હોય છે એટલે તેઓ આત્મિક ગુણ પ્રકટ કરવારૂપી વિકાસ સાધી શકતા નથી પણ પુન્ય કાર્યમાં ધનાદિનો સદ્વ્યય કરવાથી પુન્ય ઉપાર્જન કરી શકે છે. અને ધન સંપત્તિના ત્યાગી માનવ જીવનનો સદ્વ્યય કરીને આત્મવિકાસ સાધી શકે છે. અને જો તાત્વિક બોધની નિર્બળતાથી પુદ્‌ગલાનંદીપણું હોય તો પણ ધનવ્યય કરીને પુન્ય ઉપાર્જન કરનાર કરતાં અસંખ્યગણું પુન્ય ઉપાર્જન કરી શકે છે. પુન્યની નબળાઇ-ને લઇને કદાચ માનવીને ધન તો ન મળે પરંતુ જીવન તો માનવી માત્રને મળેલું હોય છે એટલે માનવી માત્ર ધર્મ કરવાને માટે સ્વતંત્ર જ હોય છે. તેમને જડાત્મક ધનાદિ વસ્તુઓની અપેક્ષા રાખવી પડતી નથી. મળેલી ધન સંપત્તિ આદિ જડાત્મક વસ્તુઓનો સર્વથા ત્યાગ કરીને જ માનવીઓએ સંપૂર્ણ આત્મ-વિકાસ મેળવ્યો છે અને મહાપુરુષો તરીકે ઓળખાયા છે.

વિપરીત સમજણવાળા કેટલાક માનવી બધીય બાબતોમાં ધનને પ્રધાનતા આપીને તેને મેળ-વવા પોતાનું ત્રીશ-પાંત્રીશ વર્ષ સુધીનું માનવ જીવન વાપરી નાંખે છે છતાં જો તેમને કેવળ ચાલુ જીવનમાં જ ઉપયોગી અને મૂકી જવા જેવી તુચ્છ ધનાદિ વસ્તુ ન મળે તો પછી તેમણે પોતાનું શેષ જીવન સાથે લઈ જવાય તેવી વસ્તુ અથવા તો આત્મિક સંપત્તિ મેળ-વવા વાપરવું જોઇયે. નહિં તો બંને ભવોમાં ઉપયોગી સંપત્તિથી કંગાળ જ રહેવાના અને

જો ભવિષ્યમાં પૈસો મળશે એવી આશાથી મૂકી જવાની વસ્તુ માટે જ જીવનનો વ્યય કરીને મૃત્યુના સીમાડારૂપ વૃદ્ધાવસ્થાએ પહોંચીને કદાચ ધનાદિ મેળવે તો તે બધુંય નકામું છે, કારણ કે વયથી નિર્બળ બનેલો માનવી પાંચે ઇંદ્રિયોની નિર્બળતાને લઈને મેળવેલા વૈષયિક સુખના સાધનોનો ઉપયોગ કરી શકતો નથી અને જીવન સમાપ્ત થતાં બધુંય મૂકીને મોતની સાથે ચાલતો થાય છે.

માનવી જે ધનાદિ-સંપત્તિ સાથે લઇને અવતર્યો નથી તેને સાથે લઇ જઈ શકતો નથી પણ નરદેહ, માનવજીવન તથા પુન્ય આદિ સંપત્તિ કે જેને સાથે લઇને અવતરે છે તેના માટે કાળજી રાખી પ્રયાસ કરે તો તેને પાછી મેળવી શકે છે. એટલે કે પોતે તેવા પ્રકારનું પુન્ય મેળવવામાં માનવ જીવનનો ઉપયોગ કરે કે જેનાથી ભાવીમાં માનવ જીવન તથા માનવદેહ મેળવી શકે, અને તે ધનાદિ મેળવવાની તથા વધારવાની તૃષ્ણાથી વિરામ પામીને ધાર્મિક વ્યવસાયમાં જીવન વાપરે તો જ બની શકે છે. જો માનવી માનવ જીવનની કદર કે કિંમત કરી જાણતો હોય તો ભાવીના માટે અત્યારે તેની પાસે છે તેના કરતાંય ઉચ્ચકોટીનું માનવજીવન મેળવી શકે છે કે જેમાં આત્મિક સંપૂર્ણ વિકાસ સાધીને સદાને માટે તાત્ત્વિક સુખસંપત્તિનો ભોગી બનીને જન્મ-જરા મરણના ભયથી મુકાઇ જાય છે; પણ અજ્ઞાની જીવ જેમ બાળક ગળ્યું ખાવાની લાલચથી લાડવાને માટે ગળામાંથી કિમતી સોનાનું ઘરેણું કાઢી આપે છે તેમ પૌદ્‌ગલિક વૈષયિક સુખ માટે જડાસક્ત કિમતી માનવ-જીવન ખુશીથી ખરચી નાંખે છે. કોઇ માનવી પોતાના અગત્યના કામે ઝડપથી જઇ રહ્યો હોય અને રસ્તામાં કોઈ બે માનવીઓની મારામારી કે ગાળાગાળી જોવા માણસો ટોળે વળ્યા હોય તો તેમાં પોતે પેસી જઇને ચિત્તમાં ક્લેશ, ઉદ્વેગ તથા કષાય ઉત્પન્ન કરનાર પ્રસંગ જોવામાં કલાક કાઢી નાંખે છે. અથવા તો રસ્તામાં કોઇ વાતો કરનાર મળી જાય તો સ્વાર્થની કે સ્વાર્થ-વગરની વાતો કરવામાં ઘણો સમય ગાળી નાંખે છે, તે વખતે પોતે જે કામે નિકળ્યો હોય તે બધુંય ભૂલી જાય છે અને ચિત્તની પ્રસન્નતાથી કલાકોની સંખ્યામાં માનવજીવન વાપરી નાંખે છે. તે અરસા દરમ્યાન મોડું થવાનો કે કામ બગડવાનો સંકલ્પ સરખોયે કરતો નથી તેમજ કલાક દોઢ કલાકનું માનવ જીવન વાપરીને દ્રવ્યથી તથા ભાવથી લાભ મેળવ્યો છે કે નુકશાન મેળવ્યું છે તેનો પણ વિચાર કરતો નથી. આવા માનવીને આત્મિક સંપત્તિ મેળવવાને કે પુન્યાદિ સાથે લઇ જવાય તેવી સંપત્તિ મેળવવાને ધાર્મિક વ્યવસાયમાં માનવ જીવન વાપરવાને કહેવામાં આવે તો તે પ્રથમ તો ચોખ્ખી ના જ પાડશે તેમ છતાં બહુ જ દબાણ કરી તેને સમજાવવામાં આવે તો બહુ જ કંજુસાઇથી માનવ જીવન વાપરશે. અને તે પણ અરુચિથી તથા ઉત્સાહ વગર એક કલાકનું કામ પા-કલાકમાં જ પતાવી દેશે. અડતાલીસ મિનિટ સુધી સમભાવમાં રહેવાની પ્રતિજ્ઞા લઈને ( સામાયિકમાં ) બેઠો હશે તોયે વિષમ ભાવમાં જ વખત ગાળશે અને અકળામણથી પોતે લીધેલી પ્રતિજ્ઞાનો કાળ પૂરો કરશે.

માનવીને ધનાદિ સંપત્તિની મમતા વધારે હોય છે, કારણ કે તે એમ માને છે કે મેં ઘણા જ પરિશ્રમથી લક્ષ્મી મેળવી છે તેથી પોતે મેળવેલી લક્ષ્મીને બહુ જ કરકસરથી વાપરે છે. એક રૂપીઓ વાપરીને પાંચની અને એથીય વધારે લાભની આશા રાખે છે અર્થાત્ પાંચની કિંમતની વસ્તુ એક રૂપિઆમાં મેળવીને સંતોષ માને છે અને જો અણુજાણપણે એક આનાની વસ્તુનો રૂપિઓ અપાઇ ગયો

હોય તો પોતે ઠગાયો છે એમ માનીને ઘણોજ પશ્ચાત્તાપ તથા ઉદ્વેગ કરે છે; કારણ કે તેને મહામહેનતે મેળવેલી લક્ષ્મીને વધારીને કિંમતી વસ્તુઓ સંઘરવાનો લોભ હોય છે તેથી તે શ્રમથી મેળવેલી લક્ષ્મીને સાચવીને તેને વધારવામાં જ ડહાપણ સમજે છે. આવી જ રીતે પુદ્ગલાનંદી જડાસક્ત માનવી અત્યંત કષ્ટ વેઠી ઉપાર્જન કરેલા પુન્યના પ્રભાવથી મેળવેલા માનવજીવનને વૈષયિક વ્યાપારમાં વાપરતાં લાભ-હાનિનો જરાય વિચાર કરતો નથી. પાંચે ઇંદ્રિયોના વૈષયિક આનંદની લાલસાથી માનવજીવનના કલાકોના કલાકો વાપરીને પોતે ખોયું છે કે મેળવ્યું છે તેનો વિચાર કરીને જરાય શોક કરતો નથી. અંતર્મુહૂર્તમાં સંપૂર્ણ આત્મવિકાસ (કેવળજ્ઞાન) મેળવી શકાય છે તેવા કિંમતી માનવજીવનને વિષયપોષક વ્યવસાયોમાં વાપરતાં ખૂબ જ ઉદારતા રાખવી અને વિષયશોષક—આત્મવિકાસ વ્યવસાયમાં કંજુસાઇ બતાવવી તે તદ્દન અજ્ઞાનતા જ સૂચવે છે.

ધન-સંપત્તિ મેળવવામાં તેટલું કષ્ટ વેઠવું પડતું નથી કે જેટલું કષ્ટ માનવજીવન આદિ સામગ્રી મેળવવામાં સહન કરવું પડે છે. અનંતી પુન્યની રાશિ હોય તો જ માનવજીવન—નરદેહ આદિ સામગ્રી પ્રાપ્ત થાય છે. અને તે રાશિ એકત્રિત કરવામાં ઘણાં જ કષ્ટાનુષ્ઠાન કરવાં પડે છે અને ધન તો સામાન્ય પુન્ય હોય તોયે અલ્પ પ્રયાસે અથવા તો પ્રયાસ વગર પણ મળી શકે છે. માટે જ ધનને મેળવવા કરતાં માનવજીવન મેળવવામાં ઘણું જ કષ્ટ સહન કરાતું હોવાથી ધન કરતાં જીવન ઘણું જ કિંમતી છે. અને માનવજીવનથી સંપૂર્ણ આત્મવિકાસ સાધી શકાતો હોવાથી તે અમૂલ્ય છે. અને ધનથી ઘણામાં ઘણું તો પૌદ્ગલિક સુખનાં સાધન મેળવી આપે તેવું પુન્ય બંધાતું હોવાથી તે તુચ્છ છે છતાં સંસારી જીવ જ્યાં સુધી મુક્તિ ન મેળવે ત્યાં સુધી પુન્યની ઘણી જ જરૂરત છે. કે જેથી માનવજીવન તથા માનવદેહ આદિ સામગ્રી પણ પાછી મેળવી શકે.

---

## તૃષ્ણા

તૃષ્ણાતણું તાંડવ અહા ! જગમાં અમે દેખાય છે,
લાભ વધતાં લોભ વધતો તૃપ્તિ નહીં કેં થાય છે;
દુનિયામહીં આ પ્રાણીઓ મૃગજળથકી ભરમાય છે,
તૃષ્ણાતણો ખાડો કદી ના કાંઇથી પૂરાય છે.
અગ્નિમહીં ઘૃત રેડીને અગ્નિ ઓલવી ના શકો,
એવી રીતે ભોગોથકી તૃપ્તિ નહીં પામી શકો;
માર્ગ સાચો ત્યાગમાં તૃષ્ણાતણા, દેખાય છે,
'સંતોષમાં છે સુખ સાચું' સૂત્ર સત્ય જણાય છે.

અનંતરાય જાદવજી શાહ.

# આ. શ્રી સિદ્ધસેન દિવાકરસૂરિના ઉપલબ્ધ ગ્રંથોનો ટૂંક પરિચય
# ( દ્વાત્રિંશદ્દ્વાત્રિંશિકા–બત્રીશ બત્રીશીઓ )

લે૦–આચાર્યશ્રી વિજયપદ્મસૂરિજી મહારાજ

( ગતાંક પૃષ્ઠ ૭૫ થી શરૂ )

૨૨. ન્યાયાવતાર-આ ગ્રંથ બત્રીશ શ્લોક-પ્રમાણ હોવાથી બત્રીશ દ્વાત્રિંશિકાઓમાં પણ ગણાય છે, માટે હાલ મુદ્રિત અને મળી શકે એવી ૨૧ બત્રીશીમાં આ ગ્રંથને ગણતાં બાવીશ બત્રીશીઓ દિવાકરજી મહારાજની કૃતિ તરીકે મનાય છે. અત્યાર સુધીના તમામ જૈન ન્યાય ગ્રંથ સમુદાયમાં ન્યાય પદ્ધતિને ટૂંકમાં સ્પષ્ટ સમજાવનાર–પહેલા નંબરનો અપૂર્વ તર્ક ગ્રંથ આ શ્રી ન્યાયાવતાર છે. અહીં ઓછા શબ્દોમાં વધારે રહસ્ય જણાવેલું હોવાથી આને સૂત્ર તરીકે ખુશીથી કહી શકાય. આ બત્રીશી કદમાં નાની છતાં અનેક વિશિષ્ટ વિચારોથી ભરેલી છે. એમ સિદ્ધર્ષિકૃત ટીકાના વાંચનથી નિષ્ટંક જણાય છે. આના એકેક શ્લોકાદિને આધારે ઘણા મહર્ષિઓએ વિશાલ ગ્રંથો બનાવ્યા છે, માટે આને જૈન ન્યાયની પ્રગતિનું મૂળ સ્થાન કહી શકાય. આનો દરેક શ્લોક જેટલા સ્પષ્ટાર્થની અપેક્ષા રાખે તેનાથી વધારે સ્પષ્ટાર્થની અપેક્ષા ૨૦–૩૦ મા શ્લોકમાં રહેલી છે, એમ તેની રચના વગેરે જોતાં માલૂમ પડે છે. દિવાકરજી મહારાજે અહીં મુખ્ય અભિધેય તરીકે પ્રમાણના સ્વરૂપને જ લક્ષ્યમાં રાખીને પહેલા શ્લોકમાં પ્રમાણનું લક્ષણ–સ્વરૂપ અને ભેદો જણાવી, બીજા શ્લોકમાં જણાવે છે કે–કોઈને એવો પ્રશ્ન થાય કે–પ્રમાણ અને તેને અનુસરતો વ્યવહાર, તો દરેક માણસને પોતાના અનુભવનો વિષય જ હોય છે. એટલે એ બંને વાનાં દરેકને સમજાય તેવા છે, તો પછી પ્રમાણનું લક્ષણ જણાવવાનું શું કારણ? આ પ્રશ્નનો જવાબ ત્રીજા શ્લોકમાં જણાવ્યો છે. ચોથા શ્લોકમાં પ્રત્યક્ષ પ્રમાણનું અને પરોક્ષ પ્રમાણનું લક્ષણ જણાવી, પાંચમા શ્લોકમાં અનુમાનનું લક્ષણ જણાવ્યું છે. છઠ્ઠા શ્લોકમાં વિજ્ઞાનવાદી બૌદ્ધના વિચારનું ખંડન કરી સાતમા શ્લોકમાં પ્રમાણની સિદ્ધિના કારણ તરીકે બે વસ્તુની સિદ્ધિ જણાવી છે. એટલે પ્રમાણથી પ્રમેયનો બોધ, અને પ્રમેયથી પ્રમાણના સ્વરૂપની નિષ્પત્તિ થાય છે. આઠમા શ્લોકમાં શબ્દ પ્રમાણનું લક્ષણ, નવમા શ્લોકમાં શાસ્ત્રનું લક્ષણ, દશમા શ્લોકમાં પરાર્થ પ્રમાણનું લક્ષણ જણાવી, ૧૧ મા શ્લોકમાં અનુમાનની પેઠે પ્રત્યક્ષમાં પણ પરાર્થપણાની ઘટના કરી, ૧૨ મા શ્લોકમાં પરાર્થ પ્રત્યક્ષ પ્રમાણનું સ્વરૂપ જણાવ્યું છે. ૧૩ મા શ્લોકમાં પરાર્થાનુમાન પ્રમાણનું સ્વરૂપ જણાવી, ૧૪–૧૫–૧૬ મા શ્લોકમાં પક્ષનું સ્વરૂપ વગેરે જણાવી, ૧૭ મા શ્લોકમાં હેતુનો પ્રયોગ કરવાની પદ્ધતિ બે રીતે જણાવી છે. ૧૮ મા અને ૧૯ મા શ્લોકમાં સાધર્મ્ય દૃષ્ટાંત અને વૈધર્મ્ય દૃષ્ટાંતની બીના જણાવી ૨૦ મા શ્લોકમાં દૃષ્ટાંતની બાબતમાં નૈયાયિકનો વિચાર વગેરે જણાવી, ૨૧ મા શ્લોકનાં પક્ષાભાસની બીના જણાવી છે. ૨૨ મા શ્લોકમાં હેત્વાભાસનું સ્વરૂપ જણાવી, ૨૩ મા શ્લોકમાં હેત્વાભાસના ભેદો, નામ, વ્યાખ્યાદિ જણાવી ૨૪ મા ૨૫ મા શ્લોકમાં સાધર્મ્ય

દૃષ્ટાંતાભાસની, ને વૈધર્મ્ય દૃષ્ટાંતાભાસની બીના જણાવી છે. ૨૬ મા શ્લોકમાં દૂષણનું અને દૂષણાભાસનું સ્વરૂપ જણાવી ૨૭ મા શ્લોકમાં પારમાર્થિક પ્રત્યક્ષની ઓળખાણ આપી છે. ૨૮ મા શ્લોકમાં પ્રમાણનું ફલ જણાવી ૨૯ મામાં પ્રમાણ અને નયની વિષયને અંગે વિચારણા કરી ૩૦ મા શ્લોકમાં નય અને સ્યાદ્વાદ વચ્ચેનો સંબંધ તથા બંનેનું અંતર જણાવ્યું છે. એકત્રીશમા શ્લોકમાં જીવનું વાસ્તવિક સ્વરૂપ જણાવી, ૩૨ મા શ્લોકમાં ઉપસંહાર કરતાં દિવાકરજી જણાવે છે કે-આ પ્રમાણાદિની વ્યવસ્થા અનાદિ અનંત સ્વરૂપ છે. દરેક વ્યવહાર કરનાર જીવોને સામાન્ય રૂપે તે જાણમાં જ હોય છે, છતાં પણ વિશેષ સ્વરૂપના જિજ્ઞાસુને માટે જણાવી છે. અહીં પ્રમાણની ચર્ચા શરૂ કરી પરાર્થાનુમાનનું સવિસ્તર વર્ણન કરી સ્યાદ્વાદ શૈલીથી પક્ષ-સાધ્ય-હેતુ-દૃષ્ટાંત-હેત્વાભાસાદિના લક્ષણાદિ જણાવી નયવાદ અને સ્યાદ્વાદ વચ્ચેનું અંતર વિસ્તારથી સમજાવ્યું છે. એમ ટૂંકામાં ન્યાયાવતારને અંગે કહી શકાય. ન્યાયાવતાર-એ નામ જ જણાવે છે કે-દિવાકરજી મહારાજે ન્યાય શાસ્ત્રનો અભ્યાસ કરવાની ઇચ્છાવાળાને લક્ષ્યમાં રાખીને જ આ બત્રીશી રચી છે માટે તેનો શબ્દાર્થ આ રીતે કરવો. વિદ્યાર્થીઓને ન્યાયમાં અવતાર-પ્રવેશ કરાવનાર જે ગ્રંથ તે ન્યાયાવતાર કહેવાય. આની ભાષા નિશ્ચયે પ્રસાદપૂર્ણ છે, આમાં વિચારોની સ્પષ્ટતા તરવરે છે, જણાવેલા લક્ષણો નિષ્ટંક છે, જૈનતર્ક પરિભાષાના પ્રચારક સાધનોમાં આદિમ-સાધન આ ન્યાયાવતાર જરૂર કહી શકાય, તેથી આપણે પૂજ્ય દિવાકરજી જૈનતર્ક પ્રણાલિકાના પ્રસ્થાપક હતા, એમ માનીએ તેમાં તલભાર પણ અતિશયોક્તિ છે જ નહિ. ન્યાયાચાર્ય શ્રી યશોવિજયજી મહારાજાદિના ગ્રંથોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરતાં પરિણામે એ નિર્ણય થાય છે. દિવાકરજીના પછીના સમયમાં થયેલા ઘણાં જૈન જૈનેતર સમર્થ વિદ્વાનોએ પણ પોતાની ગ્રંથરચનામાં ન્યાયાવતારાદિના વિચારોની બહુમાનપૂર્વક સંકલના કરવામાં પોતાના ગ્રંથોનું ગૌરવ માન્યું છે. એટલું જ નહિ પણ ન્યાયાચાર્યે તો જૈનતર્ક પરિભાષા, જ્ઞાનાર્ણવ, બત્તીસાબત્તીસી, જ્ઞાનબિંદુ, ઉપદેશ રહસ્ય, ધર્મ-પરીક્ષાદિમાં સાક્ષીપાઠરૂપે તે તે વચનો મૂકી તે સર્વનું ઓછાવધતા પ્રમાણમાં વિવેચન પણ કર્યું છે. આવા આવા વિવેચનવાળા સાક્ષીપાઠો-ન્યાયાચાર્યના હાલ લભ્ય ગ્રંથોમાં પણ જે જે મળતા હોય, તેનો સંગ્રહ કરી બુદ્ધિપૂર્વક તેની વિશિષ્ટ સંકલના કરાય તો હું માનું છું કે-દિવાકરજીના ગ્રંથો ( કેટલીક બત્રીશીઓ વગેરે ) જે હજુ સુધી વિવેચન વિનાના ( રહિત ) પણ જણાય છે, તે વિવેચન સહિત બનાવી શકાય. સમ્મતિ પ્રકરણની ગાથાઓને અંગે પણ આવી જ બીના સમજી જરૂર ધ્યાનમાં રાખવા જેવી છે. અહીં પ્રમાણાદિ પદાર્થોની વ્યાખ્યા વગેરેનું નિરૂપણ નિર્દોષ દઢ પદ્ધતિએ કર્યું છે, તેથી વ્યાખ્યાકારોએ ન્યાયાવતારની વ્યાખ્યાઓમાં અર્થભેદ લગાર પણ કર્યો નથી; માત્ર શબ્દોની જ ફેરફારી કરી છે. જ્યારે ન્યાયપ્રવેશાદિ બૌદ્ધ ગ્રંથોમાં ૧ પ્રત્યક્ષપ્રમાણ અને ૨ અનુમાન પ્રમાણ: આ રીતે બે ભેદ પ્રમાણના દેખાય છે. ત્યારે અહીં ૧ પ્રત્યક્ષ પ્રમાણ, ૨ પરોક્ષ પ્રમાણ. આ રીતે ભેદ જણાવી પરોક્ષના ૧ અનુમાન. ૨ આગમ બે ભેદો જણાવ્યા છે. એટલે અહીં પરોક્ષના ભેદ તરીકે, અને પ્રમાણના પ્રતિભેદ ( પ્રભેદ ) તરીકે અનુમાન પ્રમાણ જણાવ્યું. બૌદ્ધો એને પ્રમાણના મુખ્ય ભેદ તરીકે સ્વીકારે છે. શ્રી વાદિદેવસૂરિ મહારાજે પ્રમાણનયતત્ત્વાલોકાલંકારમાં પરોક્ષના ૧ સ્મરણ. ૨ પ્રત્યભિજ્ઞાન, ૩ તર્ક, ૪ અનુમાન, ૫ આગમ આ પાંચ ભેદો જણાવ્યા છે, તે સંક્ષેપે અહીં જણાવેલ બે ભેદનો જ વિસ્તાર છે એમ સમજવું. (ચાલુ)

# ન્યાયરત્નાવલિ.

( ગતાંક પૃ. ૪૭ થી શરૂ. )

લેખક—મુનિમહારાજશ્રી ધુરન્ધરવિજયજી.

( ૧૦ )

अक्षिपात्रन्यायः ॥ १० ॥

**अक्षिपात्र**—એટલે આંખરૂપી વાસણ. દેહમાં અનેક અવયવો છે તેમાં આંખ એ સૌથી વધારે સચેતન અવયવ છે. આંખને હિસાબે બીજા અવયવો જડ છે. રજનો કણ પણ આંખમાં પડે તો આંખ ઉદ્વેજિત થઇ જાય છે. આંખને ખબર પડે છે. તે તેને ખૂંચ્યા કરે છે. બીજા અવયવો ઉપર ગમે તેટલા રજકણ પડે તો પણ તેને જાણ થતી નથી. જાણ થાય છે તો તે તેને તેવી પીડા કરતા નથી કે જેથી તેને દૂર કરવા તુરત જ યત્ન કરાય. આંખમાં એમ ચાલતું નથી. તેમાં પડેલો એક કણ પણ આત્માને બેચેન બનાવી દે છે. જ્યાં સુધી તેને દૂર કરવામાં ન આવે ત્યાં સુધી બીજું સૂઝતું નથી. તે રજ દૂર થાય ત્યારે જ શાન્તિ વળે છે. આ વાસ્તવિક હકીકત છે.

આ ન્યાયનો ઉપયોગ આધ્યાત્મિક વિચારણામાં વિશેષ કરવામાં આવે છે. બે પ્રકારના આત્માઓ છે. તેમાં કેટલાક મૂર્ખ–જડ–અજ્ઞાની છે અને બીજા સમજુ–જ્ઞાની–વિદ્વાન્ છે. જે જ્ઞાની છે તે અક્ષિપાત્ર સમા છે. તેમના આત્મા ઉપર ચોંટેલ સહજ પણ કર્મરજની તેમને ખબર પડે છે. તે તેમને ખૂંચ્યા કરે છે. તેને દૂર કરવા તેઓ સતત સયત્ન રહે છે. જ્યાં સુધી તે દૂર ન થાય ત્યાંસુધી તેમને ચેન પડતું નથી. તે દૂર કર્યા પછી જ નિરાંત વળે છે. બીજા જે જડ અને મૂર્ખ આત્માઓ છે તે દેહના બીજા અવયવોની જેમ ગમે તેટલા કર્મદળ વળગે તો પણ ઉદ્વિગ્ન થતા નથી. તેને દૂર કરવા કાંઈ પણ ઉદ્યમ કરતા નથી. અનાદિ પરિણતિથી કરતા હોય તે કર્યા જ કરે છે. તે કર્મ રજથી થતાં દુઃખનું પણ વાસ્તવિક ભાન એ આત્માઓને હોતું નથી.

યોગભાષ્યમાં ઉપર પ્રમાણે આ ન્યાયનો ઉપયોગ કરતાં કહ્યું છે—

एवमिदमनादिदुःखस्रोतो विप्रसृतं योगिनमेव प्रतिकूलात्मकत्वादुद्वेजयति । कस्मात् ? अक्षिपात्रकल्पो हि विद्वानिति । यथोर्णातन्तुरक्षिपात्रे न्यस्तः स्पर्शेन दुःखयति, न चान्येषु गात्रावयवेष्वेवमेतानि दुःखान्यक्षिपात्रकल्पं योगिनमेव क्लिश्नन्ति, नेतरं प्रतिपत्तारम् ।

યોગસૂત્રની મણિપ્રભા નામની વૃત્તિમાં, ન્યાયભાષ્ય ઉપરની વાચસ્પતિમિશ્રવિરચિત તાત્પર્ય ટીકામાં, માધ્યમિક વૃત્તિમાં, યોગવાર્તિક વગેરે ગ્રન્થોમાં પ્રસંગે પ્રસંગે આ ન્યાયનો ઉપયોગ કરેલો છે.

આત્માને અક્ષિપાત્ર સમો બનાવીને કર્મરજને દૂર કરવા સતત યત્નશીલ બનવું એ જ ન્યાયનું વાસ્તવિક રહસ્ય છે. આ ન્યાયની ખરેખરી સમજ પણ એજ છે.

अक्षिपात्रसमाः सर्वे, सूक्ष्मपक्ष्मविदां वराः ॥<br>
कर्मधूलीमपाहृत्य, पश्यन्ति विमलं जगत् ॥

# ધર્મ....કૌશલ્ય.



## નિશ્ચળ-Unchangeable:—

**લક્ષ્મી ચળ છે, જીવતર ચળ છે અને જીવનમાં જુવાની પણ ચળ છે. આવા અસ્થિર સંસારમાં માત્ર ધર્મ જ નિશ્ચળ છે.**

**ચારે** બાજુએ જોઇએ તો એકદમ આવી પડેલી લક્ષ્મી ચાલી જતી જોવાય છે, આજે જેના ઘરમાં છપ્પન પર ભેરી વાગતી હોય ત્યાં થોડા વખત પછી કાગડા ઊડતા દેખાય છે, જેને ત્યાં આજે હજારો લાખોનાં ભરણાં થતાં હોય ત્યાં વરસ પછી કોઇના જોડાનો પગરવ દેખાતો નથી, જ્યાં આશીર્વાદ દેવા આજે અનેક તલપાપડ થતાં હોય છે ત્યાં થોડા વખત પછી ખબર પૂછવા પણ કોઇ આવતું નથી, જેને લોકો ગાંગજીભાઇ શેઠ કહીને બોલાવતા હતા તેને હવે ગાંગલો કહીને બોલાવે છે. આ સર્વ **લક્ષ્મી દેવીની માયા** છે. એ હોય છે ત્યારે હજાર જાતના તોફાન કરાવે છે, માણુસને ગાંડા બનાવી મૂકે છે, એની આંખમાંથી શરમ ઉપાડી મૂકે છે, એને ખુશામતખોર બનાવી દે છે અને એની જીવન પરની દૃષ્ટિ આખી ફેરવી નાખે છે. દુનિયા જાણે એની મોરલી પર નાચતી હોય, સંસાર જાણે એનો તાબેદાર હોય, વિદ્વાનો અને પંડિતો જાણે એની ચિઠ્ઠીના ચાકર હોય, એવો એનામાં નાદ આવી જાય છે, એવો એનામાં હેંકાર આવી જાય છે પણ વસ્તુ વગરનો થતાં એ પશુ બની જાય છે. લક્ષ્મીને ગોળ મરોળ દડા જેવા લોઢાના તખ્તા પર અસ્થિર ઊભી રહેતી કલ્પવામાં આવે છે. એ ક્યાં જશે, એનો પગ તળેનો દડો કઇ બાજુ સરકશે એ કાંઇ કહેવાય નહિ. પણ એ સ્થિર રહી શકતી નથી, આડીઅવળી તગડાયા કરે છે. અને ચલક ચલાણુની પેઠે આજે અહીં હોય તો થોડા વખત પછી ઓલે-(બીજે) ઘેર ભાણું માંડે છે. ખરેખર **લક્ષ્મી ચળ છે** અને અત્યારના કાળા બજારના દિવસોમાં કઇકને લાખોપતિ થતાં અને ધૂળમાં રગદોળાઇ જતાં નજરે જોઇએ છીએ.

અરે લક્ષ્મી તો શું ? પણ ખૂદ **જીવતર** પણ એવું જ **અસ્થિર છે.** કાર્યક્રમ વરસોનાં ગોઠવાય અને પાંચમે દહાડે અંદરનો એક મુદ્દામ દાણો ખરી જાય અને આખી બાજી ઉપાડી લવી પડે અને માણુસ ધનોતપનોત થઇ જાય. આજે ગીત ગવાતાં હોય ત્યાં કાલે મરશિયાં લેવાય, આજે મુજરા લેવાતા હોય ત્યાં કાલે મ્હોં વળાતાં દેખાય, આજે જયનાદ બોલાતા હોય ત્યાં કાલે પ્રાણુપોક મૂકાય ! આવું જીવતર છે. એક ઘડીનો ભરોંસો નથી, જે સાંકળ વાસીને રાત્રે સૂતા તે સાંકળ સવારે પોતે ઉઘાડશે કે બારણાં ખેડવવાં પડશે એટલો પણ ભરોંસો નથી અને વ્યાધિ, અકસ્માત, તાવ, ક્ષય, હૃદયબંધ અને ટાઇફોઇડ, ન્યુમોનિયા અને અનેક જર જીવાતથી ભરેલાં આ વાતાવરણમાં ક્યારે હુકમ—તેડાં આવશે તેની કાંઇ ખબર નથી. જાણવાનાં સાધન નથી અને નિર્ણયના મુદ્દા નથી. આવું જીવતર છે.

અને **જુવાનીનો લટકો તો ચાર દહાડાનો** છે. જુવાનીનો ચટકો ગયો કે પગ ઢીલા પડે, માથે તાલ પડે, આંખનાં નૂર જવા માંડે અને લાકડીને ટેકે ચાલવાનું થાય, ત્યારે ઘરમાં અને ગામમાં હાડ-હાડ થવાનુ બને. જુવાનીનો સમય તો વાત કરતાં ચાલ્યો જાય છે. ત્યારે આવા ચલાચલ સંસારમાં કાંઇ સ્થિર ખરું કે બધે અસ્થિરતા અને દોડાદોડ જ છે. નિત્યામત્ર જેવી દેહડી જાય, ટેકા આપનાર સગાં જાય, પોતાનાં માનેલાં સ્નેહીઓ જાય, ત્યારે પણ લટક સલામ કરનાર ધર્મ ઊભો રહે છે. એ પાસ આવે છે, એ સાથે આવે છે, એ ટેકો આપે છે અને એ સાચું સગપણ અને ખરો સ્નેહ દાખવે છે; દાખવે છે એટલું જ નહિ પણ એ બરાબર **પડખે ઊભો** રહે છે અને સર્વ સંયોગોમાં એ પ્રાણીને આધારભૂત થાય છે. જે દેહને ઊંચા ખોરાકથી, મૂલ્યવાન દવાથી, સ્નાનવિલેપનથી અને અનેક સુરમ્ય રચનાઓથી પોષેલ હોય તે દેહ પારકો થઇ જાય છે, એને અડનારને સ્નાન કરવું પડે છે, સગાં દૂર થઇ જાય છે ત્યારે ખરો આધાર ધર્મનો થાય છે, એ જવાનું થાય ત્યાં સાથે આવે છે, એ અડીકડીને વખતે પડખે ઊભો રહે છે અને એ અણીને વખતે નાક રાખે છે. આ પ્રમાણે હકીકત હોવાથી પોતાનું હિત ઇચ્છનાર માણસે ધર્મને એના સાચા અર્થમાં ઓળખવો, ધર્મને એનાં અંગ પ્રત્યંગમાં સમજવો, ધર્મને પોતાનો ચાલુ અને આગામી હિતચિંતક તરીકે સ્વીકારવો અને એને સાચી રીતે સમજી એનામય જીવન બનાવી દેવું. અનિશ્ચળ ધર્મ કલ્પવૃક્ષની જેમ વાંછિતને આપનાર છે, સદૈવ રક્ષણ કરનાર છે, હમેશને માટે હિતાવહ છે.

---

चला लक्ष्मीश्चलाः प्राणाश्चलं जीवितयौवनम् । चलाचले च संसारे, धर्म एको हि निश्चलः ॥ भर्तृ०

( ૪૮ )

**ઊંધી બાજી–Topsyturvyism:—**

**લાખો જાતના ઉપાયો કરીને જેમ તેમ કરીને વૈભવ મેળવે, સંસારના અભ્યાસથી એ સ્થાયી છે એવી એના ઉપર હૃદયની ધારણા કરે, ત્યારપછી અકસ્માત્ ક્રૂર હૃદયવાળો શત્રુ કે રોગ કે ભય કે ઘડપણ અથવા મરણ એ સર્વની ઉપર ધૂળ નાખે!**

માણસ અનેક ઉપાયે પૈસા મેળવેઃ કોઇ જાત–મહેનત, કોઈ સાચાં ખોટાં કરીને, કોઇ ઊંધાંચત્તાં સમજાવીને, કોઇ કાળાં બજારો કરીને, કોઇ ઉજાગરા વેઠીને, કોઇ અક્કડ શેઠીઆની નોકરી ઉઠાવીને, કોઇ ફાંટાદાર મેનેજરનાં મેણાં ટોણાં ખમીને **પૈસા મેળવે.** પૈસા મેળવવા માટે મહાઆરંભ મહાપરિગ્રહ કરે, અનેક જીવોનો નાશ થાય તેવા મોટાં કારખાનાં ચલાવે, લાખો માછલી કપાઇ જાય તેવા માછલીના ધંધા કરે અને કોઇ કોઇ તો ખૂન કરવા માટેના પૈસા પરઠી તેના ઉપર ધનવાન બને. કેટલાક સીધો વેપાર કરી ધન મેળવે, કેટલાક લાંચ રુશ્વત લઇ ઘરનાં ઘર કરે અને કઇંક તો જૂઠાં બોલી, ખોટાં ખાતાં બનાવી, બનાવટી દસ્તાવેજો કરી, ખોટી સાક્ષી પૂરી–ગમે તેમ કરી ધનવાન થવા પ્રયત્ન કરે અને માલદાર થાય. કોઇ સાચો વેપાર કરીને ધન મેળવે, કોઇ સીધે રસ્તે ધનના ઢગલા કરે, કોઇ ઈન્કમટેક્ષ બચાવી માલદાર બને, કોઇ જાહેર જનતાની ગરજનો લાભ લઈ મ્હોં માગ્યા દામ લે–આવા અનેક રીતે માણસ પૈસા મેળવે, અનેક રીતમાંથી પોતાને ફાવે તે રીતનો સાચો સારો કે ખોટો ઉપયોગ કરી ધનપતિ થાય.

અને નવાણુંને ધક્કે ચઢ્યા એટલે પછી **પૈસા વધારવાનો મોહ** લાગે, પછી ધન મળતું જાય તેમ લોભ વધતો જાય. હજારે નિરાંત માનનારને લાખ મળે તો પણ ધરપત ન થાય અને કરોડવાળો છપન કરોડના કોડ સેવે. આગ ધનવાન થતાં આગળ વધતો જાય અને સાથે માને કે પોતે જ ધનવાન થયો છે અને હવે તો ગમે તે રસ્તે પૈસો પોતાની પાસે અનંત કાળ રહેશે અને પોતે લક્ષ્મીપતિ તરીકે અનંત કાળ પર્યંત વાપરશે. પૈસા કમાતી કે સંઘરતી વખત માણસ માને છે કે પોતે કદી મરવાનો નથી કે ઘરડો થવાનો નથી. પૈસો પોતાનો છે, સ્થાયી છે અને પોતે તેને કદી છોડવાનો નથી કે પૈસો તેને કદી છોડવાનો નથી. એ ધારણા પર એ પોતાની સૃષ્ટિ માંડે છે અને આગળ ઝુકાવતો જાય છે.

આવી અંદરની ખોટી ધારણાને તાબે થઇ એ કોઇ કોઇ વાર જિંદગીની અસ્થિરતાની વાત કરે તેની અંદર પણ એનો દંભ હોય છે. એ માનતો હોય છે કે બીજા ભલે મરે, કે દિવાળાં કાઢે, પોતાનો અમરપટો સાચો છે. પણ તેની સામેના ઘણા **વિકરાળ તત્ત્વો** એની આ ધારણાને ધૂળ ભેગી કરે છે. માંદો પડે અને પથારીવશ થાય કે રામ બોલો થઇ જાય, ચોર ચોરી જાય કે દેણદારો ખૂટી જાય, પોતે ઘરડો થઇ જાય કે કાળનો સપાટો આવી લાગે એટલે બાંધેલા ભ્રમો તૂટી જાય છે અને પોતે હાથ ઘસતો રસ્તે પડી જાય છે. એના ધનની સ્થિરતાનાં વાદળો વીખરાઈ જાય છે અને કાં તો ધન પલાયન કરી જાય છે અથવા એને છોડીને પોતાને રસ્તો પકડવો પડે છે. વાંદરાને પકડવા માટે નાના મ્હોંવાળી ગાગરમાં બોર ભર્યાં હોય અને એમાં મુઠો નાખી બોરને પકડનાર વાંદરો એમ માને છે કે એને ગાગરે પકડી રાખ્યો છે, પણ મદારી કાકાનો એક કોરડો વાગે કે હાથ છૂટી જાય છે, ગાગર નીચે પડે છે ત્યારે મોડું મોડું એને ભાન થાય છે કે ગાગરે એને નહોતો પકડ્યો, પણ પોતે ગાગરને પકડી રાખી હતી. સાંસારિક સર્વ અધ્યાસો, આકાંક્ષાઓ, સ્નેહો અને રંગો આવા પ્રકારના હોય છે. સ્થાયી નથી એને એ સ્થાયી મનાવે છે, અસ્થિરને સ્થિર મનાવે છે, પરભાવને સ્વભાવ મનાવે છે અને **ખોટી માન્યતા પર રચાયેલી કલ્પિત સૃષ્ટિમાં પ્રાણી હવાંતીઆં મારે છે.** આખી માન્યતાનો પાયો જ ખોટો છે અને ન કરવા યોગ્ય સ્થાને કરેલ પ્રેમ અંતે જરૂર દગો દે છે, તેમ એને ખોટા પાયા પર રચાયેલી માન્યતાને કારણે થયેલ રાગ દગો દે છે. ધર્મકુશળ માણસ આવા અધ્યાસમાં ન ફસાય, આવા ઉપરચોટીયા ખ્યાલોથી લેવાઇ ન જાય. ( મૌક્તિક )

उपायानां लक्षैः कथमपि समासाद्य विभवं, भवाभ्यासात्तत्र ध्रुवमिति निबध्नाति हृदयम् ।
अथाकस्मादस्मिन् विकिरति रजः क्रूरहृदयो, रिपुर्वो रोगो वा भयमुत जरा मृत्युरथवा ॥

શાંત સુધારસ–કરુણાભાવના.



# યોગ મીમાંસા

સં. મુ. પુણ્યવિજયજી ( સંવિજ્ઞપાક્ષિક )

( ગતાંક પૃષ્ઠ ૭૭ થી શરૂ. )

અપુનર્બંધકાદિ જીવની દૃષ્ટિ પરલોકપ્રધાન હોઇ પરલોકહિતસાધક અનુષ્ઠાનોનું માત્ર શાસ્ત્ર પ્રદર્શક હોઇ શાસ્ત્ર પ્રત્યે જ તે જીવ આદર બહુમાનવંત તથા ભક્તિવંત હોય છે. એથી જ અનુષ્ઠાન-સેવનમાં શાસ્ત્રલક્ષી હોય છે; એટલે એનામાં લોકોત્તર ધર્મની પ્રાપ્તિની અને ભાવાજ્ઞાના પાલનની પણ યોગ્યતા પ્રાપ્ત થતી જાય છે.

એ અપુનર્બંધક જીવ મિથ્યાત્વની અતિ મંદતાના પ્રભાવે અસદ્દગ્રહથી રહિત બની ગયેલો હોય છે. તથા ભગવત્કથિત અનુષ્ઠાનોમાં દત્તચિત્ત અને ઉપયુક્ત બની ગયો હોય છે. માત્ર એને સમ્યગ્દર્શન નહિ હોવાના કારણે વિશિષ્ટ બોધ નથી, આમ છતાં શક્યતાનુસાર એ જીવ અર્થનો પર્યાલોચક હોય છે, સૂત્ર અર્થ અને ભગવંત પ્રત્યે આદરશીલ હોય છે, ગતાનુગતિકથી પર હોય છે; અને સાચા ગુણોનો રાગી હોય છે. 'અપાર સંસારસાગરમાં અનેક દુઃખોને સહવાવાળા એવા મને મહાપુણ્યે દુર્લભતમ પ્રભુદર્શન પ્રાપ્ત થયું છે' આ પ્રકારે અપૂર્વ પ્રમોદવાળો હોય છે, અને વિધિનું પૂર્ણ પાલન નહિ થવા છતાં તેનો રસિક છે, વિધિપૂર્વક અનુષ્ઠાનના પાલક પ્રત્યે બહુમાની હોય છે, અને વિધિભંગનો અતીવ ભીરુ હોય છે; સાથે જ કર્મના નિયોજનથી મંદભાવે પાપક્રિયાકારક છતાં તીવ્ર ભાવે અકર્તા હોય છે અને તત્ત્વનો પરમ શુશ્રૂષુ હોય છે; દેવગુર્વાદિનો યથાસમાધિ સેવક અને પૂજક હોય છે; તથા ધર્મનો અત્યંત રાગી હોય છે. અત એવ એનું અનુષ્ઠાન અપ્રધાન અર્થમાં દ્રવ્યરૂપે ગણાતું નથી, કિન્તુ ભાવાજ્ઞાના કારણરૂપે પ્રધાન અર્થમાં દ્રવ્યરૂપે ગણાય છે.

જ્યારે સકૃદ્બંધકને પણ ગુર્વાદિના યોગે અસદ્દગ્રહથી નિવૃત્ત થવા છતાં દત્તચિત્ત અને ઉપયુક્ત નહિ હોવાના કારણે ભાવાજ્ઞાની યોગ્યતાવાળા ગણી શકાતા નથી. સાથે જ તેવા જીવોને વાસ્તવ અર્થની પર્યાલોચના, વાસ્તવ્ય ગુણાનુરાગ, પૂર્વમાં અભ્યાસ એવા પણ અપૂર્વ તત્ત્વની પ્રાપ્તિથી જનિત પ્રમોદ, વિધિભંગજનિત દુઃખ અને તથાવિધ સંસારભીતિ નહિ હોવાના કારણે એમનું અનુષ્ઠાન અપ્રધાન અર્થમાં તુચ્છરૂપ અર્થમાં દ્રવ્યરૂપે સમજવું. માત્ર અનુષ્ઠાન પવિત્ર હોઇ સાંસારિક ભોગફલક સમજવું. જે ભોગફલ ભાવીમાં સંસાર અને દુઃખવર્ધક હોય છે. શુભ અનુષ્ઠાનની સદ્વિષયતાના પ્રતાપે જ અભવ્યોનો અનંતશઃ ગ્રૈવેયકોમાં ઉત્પાદ શાસ્ત્રમાં શ્રવણગોચર થાય છે. અભવી ભવાભિનંદીને સુખની પ્રાપ્તિમાં મુક્તિ અદ્વેષ જ મુખ્ય કારણ છે; પરંતુ અભવ્યે કરેલું શુભાનુષ્ઠાન મુક્તિ અદ્વેષરૂપે હોવે છતે સદ્ભૂત (સાચી) મુક્તિરૂપ નથી; કિન્તુ તેની મુક્તિ સ્વર્ગથી અભિન્નપણે પરિણમિત હોય છે; એથી જ તેનું અનુષ્ઠાન સદનુષ્ઠાનરાગ પ્રયોજક નથી. અતઃ અભવ્યોની કદાપિ પણ મુક્તિ હોતી નથી, જ્યારે ભવ્ય ચરમાવર્તી જીવનું મુક્તિ અદ્વેષત્વ સદ્ભૂત મુક્તિરૂપે હોઇ સદનુષ્ઠાન રાગપ્રયોજક હોય છે અર્થાત્ અભવ્યોને ફલના વિષયમાં દ્વેષ હોતો નથી, જ્યારે ભવ્ય ચરમાવર્તીને ફલ અને ફળના સાધન પ્રત્યે દ્વેષ નથી હોતો. એ રીતે મુક્તિ અદ્વેષ નામકરણ એક હોવા છતાં બંનેમાં તફાવત જાણવો.

યદ્યપિ જેમ પ્રજ્ઞાપક સદ્ગુર્વાદિકના યોગમાં પ્રજ્ઞાપ્ય અપુનર્બંધકાદિનો અસદ્ગ્રહત્યાગ પરંપરાએ રત્નત્રયીનો હેતુ બને છે, માટે અપુનર્બંધકાદિનું અનુષ્ઠાન કારણરૂપ દ્રવ્યાનુષ્ઠાન કહેવાય છે, તેમ સકૃદ્બંધકાદિનો પણ અસદ્ગ્રહ અપવર્તનશીલ છે; તો એ પણ રત્નત્રયીનું કારણ બની તે જીવોના શુભાનુષ્ઠાનને ભાવાજ્ઞાના કારણરૂપ કેમ ન બનાવે? આ પ્રશ્નનું સમાધાન તે છે કે-અપુનર્બંધકાદિને ભાવાજ્ઞાની પ્રાપ્તિમાં અલ્પકાળનું અંતર છે; તેથી તેમનું અનુષ્ઠાન કારણરૂપ માની શકાય છે, જ્યારે સકૃદ્બંધકાદિને ભાવાજ્ઞાની પ્રાપ્તિમાં અધિક અંતર છે; તેથી તેમના અનુષ્ઠાનને ભાવાજ્ઞાના કારણરૂપ માની શકાય નહિ પરંતુ અપ્રધાન જ માનવું જોઇએ.

---

( ચાલુ )

# શ્રીમાન્ યશોવિજયજી.

( લેખકઃ—ડૉ. ભગવાનદાસ મનઃસુખભાઇ મહેતા, એમ. બી. બી. એસ. )

**અધ્યાત્મવેત્તા અને યોગરહસ્યવિદ્ તરીકે.**

અધ્યાત્મ અને યોગ વિષયમાં તો શ્રીમાન્ યશોવિજયજીએ અદ્‌ભુત પ્રગતિ સાધી હતી, ને તેની ઉત્તમ પ્રસાદી તેમણે આપણને શ્રી **અધ્યાત્મસાર, અધ્યાત્મઉપનિષદ્, બત્રીશ બત્રીશી** આદિ અનેક મહાગ્રંથોદ્વારા આપી છે. તે તેમના દીર્ઘકાલીન શાસ્ત્ર અભ્યાસનું, ગુરુગમદ્વારા પ્રાપ્ત સંપ્રદાય જ્ઞાનનું, ને પોતાના અનુભવયોગનું પરિપક્વ ફળ છે, એમ તેમના પોતાના જ વચન પરથી પ્રતીત થાય છે. કારણકે તેઓશ્રી ત્યાં કહે છે કે—

"शास्त्रात्परिचितां सम्यक् संप्रदायाच्च धीमताम्
इहानुभवयोगाच्च प्रक्रियां कामपि ब्रुवे ॥"

અધ્યાત્મ વિષય સંબંધી આ ગ્રંથરત્નનો એ છેલ્લામાં છેલ્લો શબ્દ છે, most up-to-date છે, અધ્યાત્મ સંબંધી સર્વ વિષયોનો તે જાણે મહાકોષ છે—ખજાનો છે. તેમાં પ્રત્યેક વિષય એટલો બધો સુસ્પષ્ટ ને હૃદયંગમ રોચક રીતે વર્ણવેલો છે, કે તે વાંચતાં—વિચારતાં જિજ્ઞાસુની જિજ્ઞાસાને વૃદ્ધિ પમાડી પરિતોષ ઉપજાવે છે.

આ તેમના ચિરંજીવ કીર્ત્તિસ્તંભ સમા અધ્યાત્મ—યોગ વિષયક ગ્રંથોમાં તેમણે તે વિષય કેવળ જૈન દૃષ્ટિએ જ અત્યંત સૂક્ષ્મ રીતે ચર્ચ્યો છે, એટલું જ નહિં પણ **પાતંજલ** યોગ આદિ અન્ય દર્શનીઓના યોગનો અવતાર પણ કેટલી સરલતાથી જૈન યોગમાં કરી શકાય છે તે પ્રમાણપૂર્વક સાબિત કરી બતાવ્યું છે. સાથે સાથે તે અન્ય દર્શનીય યોગમાં શું ત્રુટિ છે—ક્યાં અઘટમાનપણું છે, તે પણ મધ્યસ્થ ભાવે બતાવ્યું છે. અનેકાનેક શાસ્ત્રોના દોહનરૂપ આ નવનીત તેમણે આપણા ઉપયોગને માટે તૈયાર કર્યું છે, તેનો આત્મહિતકારી ઉપયોગ કરી આપણો પોતાનો ઉપકાર કરવો તે આપણું કામ છે, ને ભાગ્યશાળી હોય તે જ તેમ કરી શકે છે.

**યોગદૃષ્ટિસજ્ઝાય** એ ગુજરાતી ભાષામાં **યો. દ. સમુચ્ચયનો** અદ્‌ભુત સારભૂત અનુવાદ છે. તે એટલા બધા પરમામૃત માધુર્યરસથી ભરપૂર છે કે તેનો રસાસ્વાદ લેતાં આપણે દિવ્ય આનંદનો અનુભવ કરીએ છીએ.

આ યોગાદિ વિષયક ગ્રંથોમાં શ્રીમાન્ યશોવિજયજીની એક ઉત્તમ વિશિષ્ટતા ને અદ્‌ભુત નીડરતા આપણું ધ્યાન ખેંચે છે. પ્રતિપક્ષીને—પ્રતિસ્પર્ધીને પણ માનપૂર્વક—આદરપૂર્વક સંબોધવો, તે શ્રીમાન્ હરિભદ્રસૂરિજીની પરમ ઉદાર મહાનુભાવતા તેમણે બરાબર અપનાવી છે. આચાર્યચૂડામણિ શ્રી હરિભદ્રસૂરિજીએ અન્ય દર્શનીઓને માટે પણ ' તથા ચાહ મહામતિઃ '—ઇત્યાદિ ઉદાર શબ્દોનો પ્રયોગ કર્યો છે. તે વર્ત્તમાનકાલના વકીલો જેમ સામા પક્ષના વકીલને ' my learned friend, ' મ્હારા વિદ્વાન મિત્ર ( મનમાં કદાચ મૂર્ખ માનતાં છતાં ) એમ કહીને સંબોધે છે, તેની જેમ ઉપચાર માત્ર નથી, પણ સાચા હૃદયપૂર્વકના છે. અને એ જ એમની મહાનુભાવતા પ્રસિદ્ધ કરે છે તેમ શ્રી. યશોવિજયજીએ પણ **પ્રવચનસાર**ની ગાથા ટાંકી

શ્રીમાન્ કુંદકુંદાચાર્યજી અંગે 'મહર્ષિ' શબ્દનો પ્રયોગ કર્યો છે. રૂઢિચુસ્ત મતાગ્રહીઓ તો આ શબ્દોથી 'અબ્રહ્મણ્યં ! અબ્રહ્મણ્યં !' પોકારી ઊઠે. પણ આ નીડર ગુણગ્રાહી મહાત્માએ તેનો બેધડક પ્રયોગ કરી, તે પ્રયોગ કેમ કર્યો, તેનું પોતે જ સમર્થન કર્યું છે કે–"**न चैतद् गाथाकर्तुर्दिगंवरत्वेन महर्षित्वाभिधानं न निरवद्यमिति मूढधिया शङ्कनीयं। सत्यार्थकथनगुणेन व्यासादीनामपि हरिभद्राचार्यैस्तथाभिधानादिति द्रष्टव्यं।**" અર્થાત્ 'આ ગાથાના કર્ત્તાના દિગંબરપણાને લીધે મહર્ષિપણાનું નામ નિર્દોષ નથી એમ મૂઢ બુદ્ધિથી શંકવા યોગ્ય નથી; કારણ કે સત્ય અર્થ કથનના ગુણવડે કરીને વ્યાસાદિને પણ શ્રી હરિભદ્રાચાર્યજીએ તથાપ્રકારે અભિધાન દીધું છે, એમ જાણવું.' આ એક જ પ્રસંગ ઉપરથી તેમની કેટલી બધી હૃદયવિશાળતા ને કેવી નીડરતા છે તે પ્રતીત થાય છે.

આ મહાત્માના અધ્યાત્માદિ સંબંધી વચનો ટંકોત્કીર્ણ–ટંકશાળી રૂપીઆ જેવા છે, ચલણી સીક્કા છે. તે એટલા બધા પ્રમાણભૂત ગણાય છે. તેના વક્તવ્યનો સંક્ષેપમાં આ સાર છે:—

"आत्मप्रवृत्तावतिजागरूकः,
परप्रवृत्तौ बधिरांधमूकः।"

આત્મપ્રવૃત્તિમાં અતિ જાગરૂક થવું અને પરપ્રવૃત્તિમાં બ્હેરા, આંધળા અને મૂંગા થવું.

અહો મુમુક્ષુઓ! ભગવાન્ જિનેશ્વરનો માર્ગ અધ્યાત્મ પરિણતિમય છે, તેને બાહ્ય દૃષ્ટિથી ન અવલોકો, પણ અંતરાત્મ દૃષ્ટિથી અવલોકો. પુત્ર, સ્ત્રી આદિ જેમ ધનિકોને સંસાર વૃદ્ધિ અર્થે થાય છે તેમ પાંડિત્યના અભિમાનીઓને અધ્યાત્મવર્જિત શાસ્ત્ર સંસાર અર્થે થાય છે. અર્થાત્ સ્ત્રી–પુત્રાદિ જેમ ધનિક લોકોનો સંસાર છે તેમ **અધ્યાત્મ વિનાનું શાસ્ત્ર વિદ્વાનોનો સંસાર છે.** અન્ય શાસ્ત્ર જાણનાર તો કલેશ જ જાણે છે, ને રસ તો અધ્યાત્મશાસ્ત્રવેત્તા જ અનુભવે છે. ચંદનનો ભાર ગધેડો ઉપાડે છે, પણ ભોગ તો કોઇ ભાગ્યશાળી જ પામે છે, માટે અધ્યાત્મનો અભ્યાસ કરો! અભ્યાસ કરો!

"धनिनां पुत्रदारादि यथा संसारवृद्धये ।
तथा पांडित्यदृप्तानां शास्त्रमध्यात्मवर्जितम्॥
वेदान्यशास्त्रवित्क्लेशं रसमध्यात्मशास्त्रवित् ।
भाग्यभृद्भोगमाप्नोति वहति चन्दनं खरः॥"

જેના પરનો મોહનો અધિકાર ચાલ્યો ગયો છે, એવાઓની આત્માને અધિકૃત કરી જે શુદ્ધ ક્રિયા પ્રવર્તે છે, તેને જિનેશ્વરે અધ્યાત્મ કહ્યું છે. નિજ સ્વરૂપને જે ક્રિયા સાધે છે તે અધ્યાત્મ છે. આવી અધ્યાત્મ ક્રિયા વિનાની–આત્મ પરિણતિ વિનાની જે ક્રિયા–બાહ્ય ક્રિયા–કાયક્લેશ માત્ર ક્રિયા છે, તે તો શરીરના મેલ જેવી છે. આત્મ અજ્ઞાનીઓ ક્રોડો વર્ષ પર્યંત ઉપવાસાદિ તપ કરતા જે કર્મ ક્ષય નથી કરી શકતા, તે આત્મજ્ઞાની એક ક્ષણ માત્રમાં ક્ષય કરી નાંખે છે માટે આત્મજ્ઞાનમાં યત્ન કરો! આત્મજ્ઞાનમાં યત્ન કરો! આત્માને જાણ્યો તો બધુંય જાણ્યું, તે ન જાણ્યો તો બધું ય જાણ્યું ન જાણ્યું છે એમ નિશ્ચય જાણો માટે આત્મજ્ઞાન પામી શુદ્ધ આત્માનું ધ્યાન ધરો! ધ્યાન ધરો! ને આત્માનુભવ સુખનો અનુભવ કરો!!

"गतमोहाधिकाराणामात्मानमधिकृत्य या ।
प्रवर्तते क्रिया शुद्धा तदध्यात्मं जगुर्जिनाः॥

"અધ્યાતમ વિણ જે ક્રિયા, તે તનુમલ તોલે;
મમકારાદિક યોગથી, એમ જ્ઞાની બોલે."

**" જિહાંલગે આતમ દ્રવ્યનું, લક્ષણ નવિ જાણ્યું,**
**તહાંલગે ગુણઠાણું ભલું, કિમ આવે તાણ્યું."**

આ અધ્યાત્મ સર્વ યોગોને વિષે અંતર્ભૂત છે-જેમ સામાયિક સર્વ ચારિત્રમાં છે તેમ **યોગ** એટલે મોક્ષની સાથે યોજે તે ધર્મ વ્યાપાર, અર્થાત્ મોક્ષસાધન પ્રવૃત્તિ તે જ યોગ છે. બાકી બીજી બાહ્ય યોગ સંબંધી ભ્રાંતિ દૂર કરો. તે અધ્યાત્મ યોગની પ્રસિદ્ધિને અર્થે આત્મપરિણતિમય યમ-નિયમાદિ **અષ્ટાંગ યોગની** સાધના કરો, યોગની **મિત્રાદિ** આઠ દૃષ્ટિમાં પ્રાપ્ત થવા યોગ્ય આત્મગુણોનો આવિર્ભાવ કરો, ખેદ-ઉદ્વેગ-ક્ષેપ આદિ આઠ ચિત્ત-દોષોને દૂર કરો અને અદ્વેષ-જિજ્ઞાસા-શ્રવણ-શુશ્રૂષા-બોધ-મીમાંસા-પ્રતિપત્તિ ને પ્રવૃત્તિ એ આઠ ગુણો આત્મામાં પ્રગટે એવો આત્મ-પુરુષાર્થ કરો. આત્માને અહિંસામય, સત્યમય, અસ્તેયમય, બ્રહ્મચર્યમય અને સમસ્ત પરભાવ વિભાવનો અગ્રાહક એવો નિષ્પરિગ્રહમય બનાવો. આત્માને શુચિ,સંતોષી, તપોમય,પ્રભુભક્તિપરાયણ ને સ્વાધ્યાયલીન કરો.પરભાવનું આસન-બેઠક છોડી આત્મભાવમાં આસન જમાવો-બેઠક લ્યો. બાહ્ય ભાવને રેચ દઇ-જુલાબ દઇ રેચક પ્રાણાયામ કરો. અંતર્ ભાવનું પૂરણ કરી પૂરક પ્રાણાયામ કરો, અને અંતરાત્મ ભાવને સ્થિર કરી કુંભક પ્રાણાયામ કરો. સંકટ પડયે ધર્મ અર્થે પ્રાણ છોડવા પડે તો છોડો, પણ પ્રાણ અર્થે ધર્મ ન છોડો.

**"ધર્મ અર્થ ઇહાં પ્રાણનેજી, છંડે પણ નહિં ધર્મ;**
**પ્રાણ અર્થ સંકટ પડેજી, જુઓ એ દૃષ્ટિનો મર્મ.**
**મનમોહન જિનજી! મીઠી તાહરી વાણ."**

**" એ ગુણ વીરતણો ન વિસારું,**
**સંભારું દિનરાત રે;**
**પશુ ટાળી સુર રૂપ કરે જે,**
**સમકિતને અવદાત રે."**

સમ્યગ્દૃષ્ટિ પામી વિષય વિકારોમાંથી ઇંદ્રિયોને પ્રત્યાહૃત કરો-પાછી ખેંચી લ્યો, પરભાવમાંથી આત્માને વ્યાવૃત્ત કરો-પાછો વાળો, અને આત્મભાવમાં તેને ધારી રાખો એ જ **ધર્મ** છે, એવી ધર્મરૂપ આત્મધારણાને ધારણ કરો, અને શુદ્ધ આત્માનું ધ્યાન ધરો, અને આત્મસ્વભાવમાં લીનતારૂપ આત્મસમાધિ પામો.

આમ **અષ્ટાંગ યોગ**ની સિદ્ધિ કરી શુદ્ધ આત્મસ્વભાવને આવિર્ભૂત કરવાનો-પ્રગટ કરવાનો પુરુષાર્થ કરો! પુરુષાર્થ કરો! આ જે કહ્યો તે જ યોગનો સાર છે, યોગનું સર્વસ્વ છે, ને તેમાં **પાતંજલાદિ** અન્ય સર્વ યોગનો સુગમતાથી અવતાર થાય છે. મોક્ષસાધક યોગમાર્ગમાં સર્વ દર્શન-પ્રવાહો અભેદ એકતાને પામે છે માટે મત-દર્શનનો સર્વ આગ્રહ ફગાવી દઇ; અધ્યાત્મ-યોગની નિરંતર વૃદ્ધિ કરો! વૃદ્ધિ કરો! મિથ્યા વિકલ્પ-જલ્પ છોડી દ્યો. સઘળું પરવશ છે તે દુઃખરૂપ છે ને નિજ વશ છે તે સુખરૂપ છે, એ દૃષ્ટિએ આત્મગુણ પ્રગટે છે, આ પરમ મંગલ સૂત્રને હૃદયને વિષે સદા કોતરી રાખો:—

**" સઘળું પરવશ તે દુઃખલક્ષણ,**
**નિજવશ તે સુખ લહિયે;**
**એ દૃષ્ટે આતમગુણ પ્રગટે,**
**કહો સુખ તે કુણ કહિયે ".**

અને આવી યોગસિદ્ધિ કરી અયોગ એવા પરમ યોગને પામો:—

**" ક્ષીણ દોષ સર્વજ્ઞ મહામુનિ,**
**સર્વ લબ્ધિ ફલ ભોગીજી;**
**પર ઉપગાર કરીને શિવ તે,**
**પામે યોગ અયોગીજી.**

**સર્વ શત્રુ ક્ષય સર્વ વ્યાધિ લય,**
**પૂરણ સર્વ સમીહાજી,**

# સુવાક્યામૃતો.

સંયોજક-વ્યા. તીર્થ મુનિ પૂર્ણાનન્દવિજય ( કુમારશ્રમણ )

अ-તિથિઓનો સત્કાર પુણ્યશાળીઓને ત્યાં હોય છે !

क-ષ્ટમાં પણ ધૈર્યવાન્ ધીરતાને છોડતો નથી !

ख-રેના ભારની જેમ કષાય આકુલ જીવોનો શાસ્ત્ર-પરિશ્રમ નિરર્થક છે !

ग-ગનમાં ઊડનાં પક્ષીઓ પણ ઇન્દ્રિયવશ પંચત્વને પામે છે !

घ-રડી સ્ત્રીની સાથે પણ એકાન્ત સેવવી યોગ્ય નથી !

च-ડતી વખતે પાછલની અવસ્થાનો ખ્યાલ લાવવો !

छ-કાયની વિરાધના મુનિને માટે નરક નિગોદની ચાવી છે !

ज-મીન, જરા અને જોરૂ, એ ત્રણ વસ્તુ માણસને આગળ વધવા નથી દેતી !

झ-ણકાર કરતી સ્ત્રી.મુનિઓને પણ ડોલાવી મારે છે !

ट-ટ્ટીના વખતે ( ખાસ રોગ સિવાય ) વધારે સમય લગાડવો, એટલે જાણી જોઈને દુર્ગુણોને નોતરવા જેવું છે !

ठ-ઠ્ઠા મશ્કરી પણ અસત્યની માતા જ છે !

ड-ગલા ( ખમીસ )થી શરીર નથી શોભતું ! પણ શીલ અને સદાચારથી શરીર શોભે છે !

ढ-ઠાર જેવા માનવીનું જીવવું એ જીવવું નથી !

त-પાવેલા સોનાની જેમ વિપત્તિઓમાંથી પસાર થતો માનવી એ જ સાચો માનવી છે !

थ-ડને પકડનારની જેમ મૂલ વાત જો સમજાઈ જાય તો વેર-વિરોધ ઘણા ઓછા થઈ જાય !

द-યા, દાન, અને દમન એની પ્રાપ્તિ અત્યન્ત દુર્લભ છે !

ध-ર્મના ફલને ચાહનારો માનવી, ધર્મના કાર્યો જ કરશે !

न-પુંસક સંસ્થાનવાળું મન યોગીઓના યોગને ખંડિત કરે છે !

प-રોપકાર માટે તો સત્પુરુષોની લક્ષ્મી જ કામે આવે છે !

फ-કીર તો તે છે કે જે ફીકરની ફાકી કરી નાખે !

ब-લાત્કારથી પોતની સ્ત્રીને સેવનાર પણ વ્યભિચારી જ છે !

भ-લી રીતે કરેલી સેવાનું ફલ અવશ્ય મળશે !

म-રવું અને જીવવું એ ઉદરંભરીને સમાન જ છે !

---

સર્વ અરૂપ યોગે સુખ તેહથી,
અનંત ગુણ નિરીહાજી,
આઠમી દૃષ્ટિ સાર સમાધિ ".

" શુદ્ધ ભાવ ને શૂની કિરિયા,
બેહુમાં અંતર કેતો જી;
જલહલતો સૂરજ ને ખજુઓ,
તાસ તેજમાં તેતો જી. "

વધારે શું કહીએ ?—આ યોગ ભાવના ગુણરત્નોવડે, આ યોગચિન્તામણિના પસાયે લોકો નિજ નિજ ઇચ્છાને પૂરજો !

" લોક પૂરજો નિજ નિજ ઇચ્છા,
યોગ ભાવ ગુણરયણેજી,
શ્રી નયવિજય વિબુધ પયસેવક,
વાચક યશને વયણે જી ".

# વર્તમાન સમાચાર

### પંજાબ વર્તમાન સમાચાર.

આચાર્ય મહારાજશ્રી વિજયવલ્લભસૂરીશ્વરજી મહારાજ સપરિવાર કા૦ વદિ ૫ ના રોજ વિહાર કરી જંડીયાલા પધાર્યા, જ્યાં સંઘે અભિનંદન પત્ર અર્પણ કર્યું. પાકીસ્તાનમાંથી બરબાદ થઇ આવેલા આપણા ભાઇઓને પાછા કયાં આબાદ કરવા-સ્થિર કરવા આ બાબતની વિચારણા કરવા અને સર્વેને અમૃતસર અનુકૂળ હોવાથી ત્યાં શ્રી સંઘના આગેવાનોની વિનંતિથી આચાર્યમહારાજ અમૃતસર ફરી પધાર્યા છે. શુદ ૪ સંક્રાંતિ હોવાથી શ્રી સંઘ સમુદાયને માંગલિક સ્તોત્ર આચાર્ય મહારાજે સંભળાવ્યું અને આવતા કલ્યાણકોની સમજ પાડી હતી. અહિં બિકાનેર પધારવા માટે ત્યાંના ગૃહસ્થો શેઠ લક્ષ્મીચંદજી, પ્રસન્નચંદજી, રામરતનજી વગેરે વિનંતિ કરવા આવ્યા છે. હવે પછી અત્રેથી વિહાર કરી પટ્ટીજીરા ગયા ત્યાંથી ચોક્કસ સ્થળે વિહાર કરશે.

**નોટ** :-આચાર્ય મહારાજને વિનંતિ છે કે-હવે ગુજરાત-કાઠિયાવાડ પધારે તે વર્તમાન કાળ અને તેઓશ્રીની વૃદ્ધાવસ્થાને અંગે યોગ્ય છે. સર્વ અનુકૂળ સંયોગો અહિં છે. અહિંના સર્વ સંઘો તેમ ઇચ્છે છે-વિનંતિ કરે છે.

### સ્થાનિક સમાચાર

શ્રી જૈન આત્માનંદ સભા, ભાવનગર તરફથી પૂજ્ય મહાત્મા **શ્રી મૂળચંદજી મહારાજ**ની સ્વર્ગવાસ તિથિ અંગે માગશર વદિ ૬ નાં રોજ દાદાસાહેબ જિનાલયમાં સવારે પંચપરમેષ્ઠીની પૂજા ભણાવી જયંતિ અંગે યોગ્ય પ્રવચન શ્રીયુત્ વલ્લભદાસભાઈ ત્રિભુવનદાસ ગાંધીએ કર્યું હતું. રાત્રિના આંગીરચના કરાવવામાં આવેલ. જયંતિ ઉજવવા તળાજા જવાનો ઠરાવ છે, પરંતુ મોંઘવારી તેમજ કેટલાક કારણોસર આ વર્ષે તળાજા જવાનું બંધ રાખવામાં આવ્યું હતું.

---

# સ્વીકાર-સમાલોચના

૧ શ્રી મહાવીર જૈન વિદ્યાલયનો બત્રીશમો વાર્ષિક રિપોર્ટ-આ સંસ્થા બત્રીશ વર્ષથી મુંબઈમાં સ્થાપન થયેલ છે. તેનાં ખંતીલા કાર્યવાહકો અને શ્રીમંત જૈન બંધુઓનાં સહકારથી સંસ્થા સારી ફાલીફુલી છે. મુંબઇ ઉપરાંત અમદાવાદ અને પુનામાં વિદ્યાલયની શાખાઓ ખોલવામાં આવી છે જૈન કોમમાં કેળવણીની આ સારામાં સારી સંસ્થા છે અને દરેક પ્રકારની સહાયને યોગ્ય છે. અમો સંસ્થાની વિશેષ પ્રગતિ ઇચ્છીએ છીએ.

૨ શ્રાદ્ધધર્મદીપિકા શ્રી સંયોજક તથા લેખક પૂ. પં. મહારાજશ્રી પ્રવીણવિજયજી ગણિવર. નવસારીવાળા શેઠ ચુનીલાલ નગીનદાસ તરફથી તેમનાં પૂજ્ય પિતાશ્રી શેઠ નગીનદાસ છવણના સ્મરણાર્થે પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. પુસ્તક વાંચવા યોગ્ય અને મનન કરવા યોગ્ય છે.

---

ય-મરાજનો દૂત જ્યાં સુધી તમારા મસ્તકને ન વળગી જાય ત્યાંસુધી ધર્મધ્યાન કરી લેવું જોઇએ!

૨-ખડતી સ્ત્રીઓ કોઇને પણ વિશ્વાસ નથી ઉત્પન્ન કરાવી શકતી!

લ-જ્જા એજ અકાર્યને બચાવે છે!

વ-મન કરેલી વસ્તુ તરફ જોવું એ મૂર્ખનું કામ છે!

શ-ક્તિનો સદુપયોગ કરવામાં જ બહાદુરી છે!

ષ-ટકાય જો ઓળખ્યા નથી તો સાધુવેષ પહેરવાથી શું?

સ-દ્ભાગ્યશાલી હો તો બીજાને ભાગ્યશાલી બનાવવા લક્ષ્ય આપજો!

હ-લીમલીને રહેતાં માનવીઓનું દુ:ખ સમયે પોતાની મેળે નષ્ટ થઇ જાય છે!

૩ વીર ધર્મની વાતો:-લેખક " જયભિખ્ખુ " ગૂર્જરગ્રંથ રત્નકાર્યાલય અમદાવાદ તરફથી પ્રસિદ્ધ કરવામાં આવ્યું છે. કિંમત અઢી રૂપીઆ છે. સારી ભાવવાહી વાર્તાઓનો સંગ્રહ છે.

૪ પારમાર્થિક લેખ સંગ્રહ—લેખક અને સંગ્રાહક મુનિરાજ શ્રી પુણ્યવિજયજી મહારાજ. પ્રકાશક શેઠ શ્રી જીવણલાલ અબજીભાઇ, જૈન જ્ઞાનમંદિર, વઢવાણ શહેર તરફથી શાહ રતીલાલ જીવણલાલ. જેમાં ધર્મને લગતા મનનીય લેખો છે.

૫ દાનેશ્વરી રાજકુમાર લલીતાંગ:-લેખક એમ. એમ. વિ. ( ડભોડા ) કિં. દશ આના. આ પુસ્તકમાં લલિતાંગ કુમારનું ચરિત્ર નાટક રૂપે તેમજ સ્તવનો અને શ્રી વીરવિજયજીકૃત સ્નાત્રપૂજા વીગેરે છે.

૬ સર્વજ્ઞકથિત સિદ્ધાંતસાર-લેખક રતિલાલ ફૂલચંદ ગ્હેતા શ્રી વિજયધર્મસૂરિ જૈન ગ્રંથમાળા પુષ્પ ૬૦ કિંમત બે રૂપીઆ, જેમાં જૈનધર્મના સિદ્ધાંતોનું વર્ણન કરવામાં આવ્યું છે તેમજ જિનેશ્વર ભગવાનનાં સ્તવનો પણ આપવામાં આવ્યા છે.

૭ ગ્રામ સુધારણા સમિતિ, સમઢિઆળા અહેવાલ છઠ્ઠો-સંસ્થાના સ્થાપક શ્રીયુત વીરચંદ પાનાચંદ શાહ છે. જેઓ જૈન કોમમાં સુપ્રસિદ્ધ છે. તેઓએ તન મન ધનથી આ સંસ્થાને વિકસાવી છે. સાચું સ્વરાજ ગામડામાંથી જ શરૂ થાય છે. હિન્દમાં સાત લાખ ગામડાં છે અને તે દરેકનો ઉદ્ધાર આવશ્યક છે. સાચા અને ખંતીલા કાર્યવાહકો કેવું સુંદર કાર્ય કરી શકે છે તે દર્શાવે છે.

૮. સુગંધી પુષ્પો:-પ્રકાશક સસ્તું વાંચન કાર્યાલય, ભાવનગર. સ્વ. શેઠશ્રી જેસીંગભાઇ ઉજમશીભાઇ અમદાવાદવાળાનો જીવનપરિચય આપવામાં આવ્યો છે. વિવિધ વાર્તાઓનો સારો સંગ્રહ છે. જહાંગીર મીલવાળા શેઠશ્રી શાંતિલાલ મંગળદાસ તરફથી ભેટ મળેલ છે.

૯. શ્રી ગિરનારજી તીર્થોદ્ધારક કમિટી તરફથી બારમો રિપોર્ટ:- પ્રકાશક દોશી નેમચંદ લાલચંદ તથા પારેખ નરોત્તમદાસ ડાહ્યાલાલ હકમચંદ. શ્રી ગિરનારજી ઉપર ચાલતા જીર્ણોદ્ધારનો અહેવાલ છે.

૧૦. શ્રી આત્માનંદ જૈન સ્તવનાવલી:—ન્યાયાંભોનિધિ જૈનાચાર્ય શ્રીમદ્ વિજયાનંદસૂરીશ્વરજી મહારાજ વિરચિત સ્તવનોનો સંગ્રહ છે. શ્રી લબ્ધિસૂરીશ્વર જૈન ગ્રંથમાળા નં. ૧૮

૧૧ વિરોધ પરિહાર:—લેખક દિ૦ જૈન ૫૦ સુંદરલાલ પ્રકાશક દિ૦ જૈન તારાચંદ બજાજ. મૂલ્ય સ્વાધ્યાય.

૧૨ ઢુંઢક મતસે મૂર્તિમંડન:-લેખક અને પ્રકાશક દિ૦ જૈન ૫૦ સુંદરલાલ૦ મૂલ્ય સદુપયોગ.

૧૩ શ્રી વિજય લાવણ્ય સૂરીશ્વર ગુણગાન:- પ્રકાશક સલોત અમૃતલાલ રતિલાલ, ભાવનગર, જેમાં ૨૦૦૩ ની સાલમાં ભાવનગરમાં શ્રી વિજય લાવણ્યસૂરીશ્વરનું ભવ્ય ચાતુર્માસ થયું તેનું વર્ણન આપવામાં આવ્યું છે.

## " સંસ્કૃતિ " માસિક જાન્યુઆરી ૧૯૪૮ નાં અંકમાં પ્રકટ થયેલ

# " વસુદેવ હિંડી " માટેનો અભિપ્રાય.

વસુદેવ હિંડી એ જૈન સાહિત્યના આગમો સિવાયના કથાસાહિત્યમાં જૂનામાં જૂનો ગ્રંથ છે. વિક્રમના સાતમા સૈકાનીપૂર્વે એની રચના થયેલી છે અને આપણા દેશના પ્રાચીન લોકકથાઓના સંગ્રહોમાં એ ઘણું અગત્યનું સ્થાન ભોગવે છે. પ્રાચીન હિંદની લોકકથાઓનો સૌથી મહત્ત્વનો સંગ્રહ તે ગુણાઢ્યકૃત ' બૃહત્કથા ' છે. એની રચના પૈશાચી ભાષામાં થયેલી. એ ગ્રંથ અત્યારે મળતો નથી. પણ સંસ્કૃતમાં એનાં ' કથાસરિત્સાગર ' અને ' બૃહત્કથામંજરી ' નામે બે કાશ્મીરી રૂપાંતરો અને ' બૃહત્કથાશ્લોકસંગ્રહ ' નામે નેપાલી રૂપાંતર મળે છે. નેપાલી રૂપાંતર સાથે ' વસુદેવ ' હિંડી ' ને સમગ્ર રજુઆતમાં તેમજ ઝીણી વિગતોમાં પણ, ઘણું સામ્ય છે. એટલે ' વસુદેવહિંડી ' માં પણ ગુણાઢ્યના સંગ્રહની કથાઓને જૈનધર્મને અનુકૂળ રીતે પ્રાકૃત ભાષામાં મૂકવાનો પ્રયત્ન થયો છે એ જોઇ શકાય છે. આધુનિક વિદ્વાનોને ' બૃહત્કથા ' નું નેપાલી રૂપાંતર બહુ પ્રશંસાપાત્ર લાગ્યું છે. જર્મન વિદ્વાન આલ્સડોર્ફે દર્શાવ્યું છે તેમ ' વસુદેવહિંડી ' અને ' બૃહત્કથાશ્લોકસંગ્રહ ' માં ગુણાઢ્યની બૃહત્કથાનું સજીવ અને કાવ્યચમત્કૃતિવાળું પ્રતિબિંબ જોઇ શકાય છે. આ રીતે પ્રાકૃત ભાષાનો આ ગ્રંથ ' વસુદેવહિંડી '–હિંદની પ્રાચીન લોકકથાઓના અભ્યાસ માટે એક અનિવાર્ય આકરગ્રંથ છે.

' વસુદેવહિંડી ' એટલે વસુદેવનું પરિભ્રમણ ગ્રંથનું મૂળ નામ ' વસુદેવચરિત ' હોય એમ પણ એના જૂના ઉલ્લેખો ઉપરથી સમજાય છે, ચરિતમાં ચર ધાતુ છે ચર એટલે ચાલવું અને પ્રાકૃત हिंद એટલે પણ હીંડનું ચાલવું. સંભવ છે કે લોકોમાં પરિભ્રમણકથાને માટે ' હિંડી ' શબ્દ વધારે વ્યાપક હોય અને તેથી ' વસુદેવહિંડી ' નામ રૂઢ થયું હોય.

કૃષ્ણના પિતા વસુદેવે સો વરસ પરિભ્રમણ કર્યું તેની કથા ' વસુદેવહિંડી ' માં આપવામાં આવી છે. અત્યારે એના ૨૮ લંભક ( વિભાગ ) મળે છે. જેમાં ૧૯ મો અને ૨૦ મો લંભક ખૂટે છે અને છેલ્લો અપૂર્ણ છે. લંભકનો અર્થ लभ् ઉપરથી પ્રાપ્તિ એવો કરવામાં આવ્યો છે. વસુદેવને ૨૯ પત્નીઓની પ્રાપ્તિ થયાનું આ લંભકોમાં વર્ણન છે. પાછળના એક લેખક આચાર્ય ધર્મસેનગણિ મહત્તરે સો વરસનાં પરિભ્રમણમાં વસુદેવને સો પત્નીઓની પ્રાપ્તિ થાય એ રીતે આ નવા ૭૧ લંભક ઉમેર્યા છે અને એ ૭૧ લંભકને મૂળ ગ્રંથના ૧૮ મા લંભકના સંદર્ભ સાથે જોડી મધ્યમ ખંડની રચના કરી છે. આ મધ્યમ ખંડ સિવાયના મૂળ ગ્રંથ ( પૂર્વ ખંડ ) નો અધ્યાપક સાંડેસરાએ શ્રધ્ધેય અનુવાદ આપ્યો છે અને ગુજરાતી વાચકો માટે હિંદની જૂની લોકકથાઓનો આસ્વાદ લેવાનું શકય કરી આપ્યું છે. ગન્ધર્વદત્તાલંભકમાંની કથાએ ' અરેબિયન નાઇટ્સ ' માંની સિંદબાદ ખલાસીની વાર્તા ઉપર અસર નીપજાવેલી ગણાય છે એ ઉપરથી આ કથાગ્રંથની અગત્યનું સૂચન મળશે.

મૂળ પ્રાકૃત ગ્રંથની વાચના અને ભાષાની મુશ્કેલીઓને કારણે ગુજરાતી અનુવાદ આપવાનું કામ સહેલું, ન હતું, પણ અધ્યાપક સાંડેસરાએ ભારે ધૈર્ય, ચોકસાઇ અને વિદ્વત્તાપૂર્વક સરળ સુવાચ્ય અનુવાદ આપ્યો છે, એ માટે એમને સૌ કોઇ કથાપ્રેમી ધન્યવાદ આપશે. અધ્યાપક સાંડેસરા આપણો બીજો એક લોકકથા સંગ્રહ ' પંચતંત્ર ' ગુજરાતીમાં તૈયાર કરી રહ્યા છે, તો હવે આચાર્ય હરિભદ્રકૃત ' સમરાઇચ્ચકહા ' અને ઉપર ઉલ્લેખાયેલા ' બૃહત્કથાશ્લોકસંગ્રહ ' નો અનુવાદ આપી પ્રાચીન લોકકથા ભંડાર ગુજરાતી વાચકોને માટે ખુલ્લો મૂકી આપે એવી આશા રાખીએ.

॥ श्री चिंतामणि पार्श्वनाथाय नमः ॥

॥ श्रीमद् विजयानंदसूरीश्वर पादपद्मेभ्यो नमः ॥

# શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગરનો

## ૫૧ મા વર્ષનો—

# રિપોર્ટ.

( સંવત ૨૦૦૩ ના કારતક શુદ ૧ થી આશો વદિ ૦)) સુધી. )



સુજ્ઞ બંધુઓ અને બ્હેનો !

**આ** સભાનો આ ૫૧ એકાવનમા વર્ષનો રિપોર્ટ, આવક, જાવક, હિસાબ સર્વ કાર્યવાહી સાથે આપની સમક્ષ રજુ કરતાં અમો સેક્રેટરીઓને આનંદ થાય છે ગુરુદેવની કૃપા, અનેક બંધુઓના. સહકાર અને સહાયવડે દિવસાનુદિવસ દરેક કાર્યમાં આ સભા પ્રગતિ કરી રહી છે. આ સંસ્થાની વય વધતા તેનું ગૌરવ, પ્રતિષ્ઠા વધતી જાય છે, તેમ તેમ સાહિત્ય, દેવગુરૂભક્તિ, બંને પ્રકારથી કેળવણીને ઉત્તેજન વગેરે આત્મ કલ્યાણના કાર્યો અને તેમને માટે નવા નવા મનોરથો પણ વધતા અને તે ક્રમેક્રમે પૂર્ણ થતાં જાય છે. હવે તે બાવનમા વર્ષમાં પ્રવેશ કરી ચૂકી છે, વગેરે હકીકતો આપ સમક્ષ નિવેદન કરતાં હર્ષ પામીએ છીએ.

**સ્થાપના:**—સં. ૧૯૫૨ ના દ્વિતીય જેઠ સુદી ૨ ના રોજ પ્રાતઃસ્મરણીય શ્રી આત્મારામજી મહારાજની ગુરૂભક્તિ અને સ્મરણ નિમિત્તે ( ગુરૂદેવના સ્વર્ગવાસ પછી પચ્ચીશમે દિવસે ) આ સભાનું સ્થાપન કરવામાં આવ્યું છે

**ઉદ્દેશ**—જૈન બંધુઓ અને બ્હેનો ધર્મ સંબંધી ઉચ્ચ જ્ઞાન પ્રાપ્ત કરે તેવા ઉપાયો યોજવા, બંને પ્રકારની કેળવણીની વૃદ્ધિને માટે સ્કોલરશીપ વગેરેથી યથાશક્તિ સહાય કરવા, પૂર્વાચાર્ય મહારાજકૃત પ્રાકૃત, સંસ્કૃત અને ગુજરાતી ભાષામાં ઉચ્ચ કક્ષાના સાહિત્ય પ્રકાશનો અને બને તેટલી ઉદારતાથી તેનો બ્હોળો પ્રચાર કરવા અને ભેટ આપવા, વિવિધ સાહિત્યના ગ્રંથોનો સંગ્રહ કરી એક જ્ઞાનમંદિર કરવા અને ફ્રી લાયબ્રેરીવડે મફત વાંચન પૂરું પાડવા, અને પુરુષ પ્રભાવક, દાનવીર, વગેરે જૈન બંધુઓનો યોગ્ય સત્કાર કરવા, વગેરેથી સ્વપર આત્મકલ્યાણ કરવાનો છે.

સભાએ પોતાના ઉદ્દેશો લક્ષમાં રાખી અત્યાર સુધી જે કાર્યવાહી કરી છે તેનું વર્ણન આગળ આપવામાં આવેલ છે; પરંતુ ગયા વર્ષની અંદર જે અસાધારણ સાહિત્ય સેવા પ્રકાશન વગેરે તેમજ નવીન કાર્ય કરેલ છે. તેમજ હવે પછીના સંવત ૨૦૦૪ ની સાલમાં વિશેષ કાર્યો જે કરવા સભા વિચારે છે તેનું દિગ્દર્શન થોડું અહિં કરાવવું યોગ્ય છે.

સુમારે પાંત્રીશ વર્ષથી વિવિધ જૈન સાહિત્ય અને આગમો વગેરેના પૂર્વાચાર્ય મહારાજકૃત ગ્રંથો (પ્રાકૃત-સંસ્કૃત ભાષામાં મૂળ અને તેવાજ પૂર્વાચાર્ય ભગવાન રચિત મૂલના સુંદર સચિત્ર ચરિત્રો ગુજરાતી ભાષામાં આ સભા તરફથી પ્રગટ થયા કરે છે; જે મૂલ ૯૧ અને ગુજરાતી ભાષામાં પ્રકાશન થયેલા ૮૫ મલી કુલ ૧૭૬ ગ્રંથોનું સભાએ પ્રકાશન કરેલું છે, જે ગ્રંથો આજ સુધીમાં સાધુ, સાધ્વી મહારાજો જ્ઞાનભંડાર જૈન, જૈનેતર સાક્ષરો અને પાશ્ચિમાત્ય દર્શન શાસ્ત્રી, યુરોપીયન વિદ્વાનો ને કુલ રૂા. ૨૬૭૮૯) પ્રકાશન પામેલા વિવિધ સાહિત્યના ગ્રંથો ભેટ આપેલાં છે. વલી અત્યાર સુધીમાં થયેલા પેટ્રન સાહેબો અને લાઈફ મેમ્બર સાહેબોને હજારોની કિંમતના ધારા પ્રમાણે ભેટ આપેલા ગ્રંથો તેની રકમ પણ હજારો રૂપીયાની થાય છે તે જુદી છે. માત્ર આ વર્ષમાંજ સભ્યોને રૂા. ૩૪૪૦) ના ગ્રંથો ભેટ આપ્યા છે તો આગલા વર્ષોનો સરવાળો જુદો છે તે તો હજારોની સંખ્યામાં છે જે સહજ જણાય તેમ છે, પરંતુ પાંચ વર્ષમાં તો શ્રી તીર્થંકર ભગવાનો, સત્ત્વશાળી નરરત્નો તથા મહા અમાત્યો, અને મહા સતીઓના પૂર્વાચાર્યકૃત સુંદર, સચિત્ર મ્હોટા ગ્રંથો, પ્રગટ થતાં જૈન, જૈનેતર વિદ્વાનો, સાહિત્યકારો, પેપરકારોના પ્રશંસાના અભિપ્રાયો, સમાલોચના સુંદર આવવાથી આ સભાની પ્રતિષ્ઠા અને ગૌરવ વિશેષ વધ્યું છે,

વળી પ્રમાણિક ચોખવટવાળો વહીવટ, (કાર્યવાહી) સીક્યુરિટીમાં નાણાનું રોકાણ, દરવર્ષે નામું, સરવૈયું, બજેટ, પૂર્ણ, ચોકખું, જનરલ, મેનેજીંગ કમીટીમાં પસાર કરાવી દરવર્ષનો રીપોર્ટદ્વારા તે અને સઘળી કાર્યવાહીનું દિગ્દર્શન જૈન સમાજ પાસે મુકાતું હોવાથી, સભાની તેવી રીતની પ્રમાણિક કાર્યવાહી જોઇ જાણી તેમજ કેટલાક વર્ષથી ઘણા સુંદર મ્હોટા સચિત્ર ભગવંતોના ચરિત્રો વગેરે ભારે કિંમતના પ્રગટ થતાં તેનો ભેટનો લાભ (ધારા પ્રમાણે પેટ્રન સાહેબો અને સભાના લાઈફ મેમ્બરોને તે તે સભ્યોનો) મળતો હોવાથી તે વાંચી આત્મિક લાભ મળતાં આનંદ થતાં અને લવાજમની રકમના વ્યાજ કરતાં ઘણી મ્હોટી કિંમતના ગ્રંથો ભેટ સભા આપતી હોવાથી તે રીતે આર્થિક લાભ પણ થતો હોવાથી બે વર્ષમાં પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરો (પ્રથમ વર્ગનાં) ઘણા જૈન બંધુઓ થયા છે અને થાય છે. જ્યાં દરવર્ષે પ્રમાણિક કાર્યવાહીનો રીપોર્ટ જે સંસ્થા પ્રગટ કરતી હોય તે સંસ્થા ઉપર સ્વાભાવિક રીતે જૈન સમાજ વિશ્વાસ ધરાવે અને સભ્યો પણ ઉત્તરોત્તર વધે તે સ્વાભાવિક છે. આ સભા અને તેના કાર્યવાહકો આ જાતની ગુરૂભક્તિ, સાહિત્ય જ્ઞાન ભક્તિ સમાજ સેવા વગેરે માટે પોતાનો આનંદ વ્યક્ત કરી જે હકીકત રજુ કરે છે તેમાં તે પોતાની ફરજ સમજે છે. અમારી કોઇ સ્થળે ત્રૂટી પણ હોય તો તે વિદ્વાનો દરગૂજર કરી અમોને જણાવશે તો સભા તેમાં યોગ્ય સુધારા વધારા પણ કરી શકશે.

કોઇ પણ સંસ્થાને સમાજનો વિશ્વાસ સંપાદન કરવો હોય તો પ્રમાણિક કાર્યવાહી, હીસાબની ચોખવટ, દરવર્ષે કમ્પલીટ વહીવટ કાર્ય તૈયાર રાખી રીપોર્ટ દ્વારા સમાજ પાસે રજુ કરવું જ જોઇએ બાકી તો સમાજ બુદ્ધિરૂપી આરિસાવડે સર્વ જોઇ શકે છે, અને સમાજ સેવાનો લાભ પણ લઇ શકે છે.

જૈન બ્હેનો આ સભામાં સભ્ય થઇ શકે તેવો પ્રથમથી પ્રબંધ કરેલો હોવાથી જૈન બ્હેનો પણ સભ્યો થયા છે-થાય છે. પરંતુ વિશેષ ખુશી થવા જેવું તો એ છે જે, જે જે જૈન બ્હેનો સભ્યો

થયેલ છે તેમ વગર લખે માંગણી કરે એમ. એ. થયેલ (ગ્રેજ્યુએટ બ્હેનો) પણ આ સભા હાલમાં સભ્ય થયેલ છે તે પણ આ સભાને ગૌરવ લેવા જેવું છે.

જૈન બ્હેનો અને બંધુઓ સિવાય બહારગામના સંઘ, સંસ્થા, લાઇબ્રેરી, ભંડાર વગેરે પણ સભ્ય થયેલ છે અને થાય છે.

ગયા અને આ વર્ષમાં સાહિત્યના અપૂર્વ ગ્રંથો સભાએ જે પ્રગટ કર્યા છે અને છપાય છે, પ્રકાશન થશે તે માટે કંઇ લખવું યોગ્ય લાગે છે.

---

ગયા વર્ષમાં શ્રી સંઘપતિ ચરિત્ર રૂા. ૬-૮-૦ શ્રી મહાવીર યુગની મહાદેવીઓ રૂા. ૩-૮-૦ એ બે ગ્રંથો દશ રૂપીયાના અમારા પેટ્રન સાહેબો અને લાઇફ મેમ્બરોને ભેટ અપાયા છે. સં. ૨૦૦૪ ની સાલમાં શ્રી વસુદેવહિંડી રૂા. ૧૨-૮-૦ શ્રી શાંતનાથ ચરિત્ર રૂા. ૭-૮-૦ મલી રૂા. વીશની કિંમતના ધારા પ્રમાણે ભેટ અપાશે. વલી અમારા તે પ્રકાશનો માટે સુંદર અભિપ્રાયો તો મળે છે, પરંતુ શ્રી વસુદેવ હિંડી માટે તો જૈન જૈનેતર વિદ્વાનો, સાક્ષરો, આપણા ધર્મ ગુરૂઓ તરફથી સુંદર અભિપ્રાયો, પેપરોમાં તે રૂમારે સુંદર સમાલોચના આવેલ (આત્માનંદ પ્રકાશમાં પ્રગટ થયેલ) છે તેથી સભાના સુંદર સાહિત્ય પ્રકાશન માટે અમારો આનંદ અને સંતોષ જાહેર કરીએ છીએ. હર્ષપૂર્વક સભા મગરૂર થાય છે કે પોતાના માનવંતા સભ્યોને આટલી મ્હોટી કિંમતના આવા સચિત્ર સુંદર ગ્રંથો એકી સાથે કોઇપણ સંસ્થા વર્તમાનમાં આપતી હોય તેમ દેખાતું નથી; અને આ સભાને જેમ જેમ સહાય મળશે તેમ તેમ તેવા તેવા નવીન સુંદર ગ્રંથો ગમે તેટલી સંખ્યા અને કિંમતના અમારા માનવંતા સભ્યોને ભેટ આપવા સભા આનંદપૂર્વક ઇચ્છે છે.

જૈન સમાજના આપણા શ્રીમંત જૈન બંધુઓ અને બ્હેનો આત્મિક લાભ સાથે આર્થિક લાભ બંને લેવા આ સભા પેટ્રન અને લાઇફ મેમ્બર થઇ વિશેષ લાભ ભવિષ્યમાં લે તે માટે વેલાસર સભ્ય થવા અને સુંદર ગ્રંથોના પઠન, પાઠન, વાંચવાથી આત્મિક આનંદ મેળવવા સભાસદ બને તેમ નમ્ર સૂચના છે. વિલંબ કરવાથી આગલા ગ્રંથો ભેટ ન મલે અને માત્ર મેમ્બર થયા પછીના છપાયેલ ગ્રંથોનો જ લાભ મળે તેપણ નવા લાઇફ મેમ્બરો થનારા બંધુઓએ વિચારવા જેવું છે. માટે અત્યારના પ્રકાશન અને હવે પછીના પ્રકાશનોનો લાભ મેળવવા સત્વર સભાસદ બને તેમ ફરીવાર નમ્ર સુચના છે.

---

ઉપરોક્ત વર્તમાનકાલીન પ્રકાશન માટેનું વિવેચન કર્યા બાદ હવે આવા સુંદર ગ્રંથોના પ્રકાશન માટે ખાસ આભાર પૂર્ણ હકીકત પણ સભા જણાવવા રજા લે છે.

જૈન સમાજમાં વિદ્વાન, સાક્ષરોત્તમ અને સાહિત્યકાર તરીકે પ્રશંસાપાત્ર થયેલા આપણા ગુરૂદેવ **શ્રીમાન્ પુણ્યવિજયજી મહારાજ** કે જેમની અપૂર્વ કૃપા આ સભા ઉપર હોવાથી સભાના મૂલ પ્રાકૃત, સંસ્કૃત, ગ્રંથોનું સાહિત્ય જે સભા તરફથી પ્રકાશન થાય છે તેમાં સંશોધન કાર્ય (પોતાની શારીરિક સ્થિતિ બરોબર નહિ હોવા છતાં) એટલું બધું સત્ય અને સુંદર કરી સભાને સુપ્રત કરે છે કે જેથી આ સભા તેઓશ્રીની આભારી હોવા સાથે જૈન સમાજ ઉપર પણ તે પ્રકાશન થતાં જેવો તેવો ઉપકાર નથી. સેંકડો વર્ષ પછી પણ તે ગુરૂદેવને યાદ કરશે અને તે સાહિત્ય ગ્રંથો જવાબ આપશે. હાલ પાટણ શ્રી હેમચંદ્રાચાર્ય જ્ઞાનમંદિરમાંના આગમો-પંચાંગી સાથેનું સંશોધનનું મહદ્‌કાર્ય પૂજ્ય ગુરૂશ્રી પુણ્યવિજયજી મહારાજને ત્યાંના શ્રીસંઘે વિનંતિ સાથે સોંપ્યું છે, તે પણ ભવિષ્યમાં જવાબ આપશે. આટલું ભગીરથ કાર્યમાં હાથમાં હોવા છતાં આ સભા મહારાજશ્રીના રૂણને ભૂલતી નથી. કારણકે નવા નવા તત્ત્વજ્ઞાન, ચરિત્ર, ન્યાયના સાહિત્ય ગ્રંથો એક પછી એક સંશોધન કરી સભાને કૃપાની રાહે

છે. તેઓશ્રીને કેટલાક આગલા ગ્રંથો સિલીકમાં હોય તે પણ ભેટ અપાય છે. અને તેઓશ્રીને હવે પછી પ્રકટ થતાં નવા સાહિત્યના ઉંચા પ્રકારનાં અનેક ગ્રંથો પણ ભેટ મળશે. આત્માનંદ પ્રકાશમાં ફોટા સાથે તેઓશ્રીનું જીવનવૃત્તાંત તે જ વખતે આપવામાં આવે છે. ધારા પ્રમાણે ઓઈલ પેઈન્ટીંગ ફોટો તેઓશ્રીના તરફથી મળે તો સભાના વિશાળ મકાનમાં સ્થાપિત કરવામાં આવે છે. વગેરે કારણોથી આ બે વર્ષમાં પેટ્રન સાહેબોની સંખ્યામાં વૃદ્ધિ થઈ છે.

**૨ પ્રથમ વર્ગના લાઇફ મેમ્બરો ૩૪૧, અને બીજા વર્ગના લાઇફ મેમ્બરો ૧૭૫ છે. ત્રીજા વર્ગના ૭ અને વાર્ષિક સભ્યો ૨૬ છે.** પ્રથમ અને બીજા વર્ગના લાઇફ મેમ્બરોને ધારા પ્રમાણે ઉદારતાથી પ્રકાશન ગ્રંથો ભેટ અપાય છે. તે સમજી, જાણી, વાંચી દર વર્ષે અનેક જૈન બંધુઓની તે બંને વર્ગોમાં વૃદ્ધિ થતી જાય છે. અત્યારે છાપકામના તમામ સાધનોની મોંઘવારી વધતી જતી હોવા છતાં મ્હોટો ખર્ચ થાય છે, છતાં તે બંને પ્રકારના સભાસદોને ધારા પ્રમાણે સભાસદ થયાં પછીના સર્વ નવા નવા સુંદર ગ્રંથો ભેટ અપાયે જાય છે. લાઇફ મેમ્બરોના બે વર્ગો ધારવા પ્રમાણે બીજી કોઇ સંસ્થામાં નથી તેમ તે તે વર્ગોના સભાસદોને ભેટો આ સભાની જેમ કોઇ આપી શકતું નથી.

હકીકત એ છે કે પ્રથમ વર્ગના લાઇફ મેમ્બરોનું ( રૂા. ૧૦૧ ) નું વ્યાજ દર વર્ષે બેજ રૂપીયા આવતું હોવા છતાં, હાલ વિશેષ મોંઘવારી છાપવાનાં કામમાં વધેલી હોવાથી સભા તરફથી છપાતાં સીરીઝના ગ્રંથોની લડાઇ પહેલા અને દરમ્યાન લેવાયેલી એક હજારની રકમના હાલ ત્રણ હજાર, બે હજારની રકમનાં છ હજાર, ત્રણ હજારની લેવાયેલ રકમનાં શુમારે નવ હજાર તે તે ગ્રંથોમાં ખર્ચ થતો હોવાથી ( વિશેષ રકમ સભાને ઉમેરવી પડે છે છતાં ) ધારા પ્રમાણે પ્રથમ વર્ગનાં લાઇફ મેમ્બરોને ગમે તેટલી કિંમતનાં ગ્રંથો ફ્રી અને બીજા વર્ગના લાઇફ મેમ્બરને બે રૂપીયા સુધીના કોઇપણ ગ્રંથ ભેટ અને વધારાની કિંમતના ગ્રંથની કિંમતમાંથી બે રૂપીયા ભેટના બાદ કરી બાકીની કિંમત લઇ ભેટ અપાય છે. વાંચકો જોઇ શકશે કે તેવી ઉદારતા ( મુશ્કેલી હોવા છતાં ) ભેટના ગ્રંથો માટે આ સભા બતાવી શકે છે. અમારા સભ્યોને ગ્રંથો ભેટ આપતાં જ્ઞાનખાતાનો દોષ આપનાર લેનારને ન લાગે તે ધ્યાનમાં રાખીને જ અપાય છે.

ત્રીજા વર્ગના લાઇફ મેમ્બરોનો વર્ગ ઘણા વર્ષો પહેલાં હતો તે કમી કરવામાં આવેલ છે, તેમાં સાત સભ્યો છે.

૪ **વાર્ષિક સભ્યો,** ૨૬ છવ્વીશ છે. પણ મોંઘવારીને અંગે માસિક વગેરેમાં તૂટ પડતાં હવે પછીના વર્ષથી લવાજમ વાર્ષિક રૂા. ૫) રાખવામાં આવેલ છે.

---

**શ્રી આત્મારામજી જૈન ફ્રી લાયબ્રેરી**—જેમાં આખર સાલ સુધીમાં નવ વર્ગોમાં તેની સંખ્યા અને કિંમત સાથે નીચે મુજબ આપવામાં આવેલ છે. નવા ગ્રંથો ખરીદી લાઇબ્રેરીમાં દાખલ કરવામાં આવે છે. પેપરો કુલ ૫૦ નીયમિત આવે છે. જૈન જૈનેતર બંધુ ફ્રી લાભ સારી સંખ્યામાં લે છે.

| | | | | |
|---|---|---|---|---|
| વર્ગ ૧ લો | જૈન ધર્મના છાપેલા ગ્રંથો | ૨૭૯૭ | કિંમત રૂા. | ૭૯૫૧–૨–૦ |
| વર્ગ ૧ લો અ | ,, પ્રતાકારે | ૭૨૭ | ,, | ૧૨૩૨–૨–૦ |
| વર્ગ ૨ જો | ,, આગમો | ૨૯૯ | ,, | ૧૬૪૧-૧૦-૦ |

| | | | | |
|---|---|---|---|---|
| વર્ગ ૩ જો | હસ્તલિખિત પ્રતો | ૧૭૩૬ | ,, | રૂા. સુમારે પચાસ હજાર ઉપરાંતની કિંમતનાં |
| વર્ગ ૪ થો | સંસ્કૃત ગ્રંથો | ૪૭૬ | ,, | ૧૫૨૭ ૧૨-૦ |
| વર્ગ ૫ મો | નીતિ નોવેલ-વિવિધ સાહિત્યનાં ગ્રંથો | ૨૭૧૧ | ,, | ૫૭૧૪-૮-૦ |
| વર્ગ ૬ ઠ્ઠો | અંગ્રેજી બુકો | ૨૧૬ | ,, | ૬૧૪-૧૨ ૦ |
| વર્ગ ૭ મો | માસિકની ફાઇલો વગેરે | ૫૨૬ | ,, | ૧૩૨૧-૮-૦ |
| વર્ગ ૮ મો | હિંદી સાહિત્યના ગ્રંથો | ૩૧૯ | ,, | ૬૭૨) |
| વર્ગ ૯ મો | બાળ વિભાગ ગ્રંથો | ૨૯૮ | ,, | ૧૬૩-૧૨-૦ |
| | કુલ ગ્રંથો ૧૧૧૦૫ | | | રૂા. ૧૬૮૩૯-૨-૦ |

માસિકની ફાઇલો કેટલીક નકામી ફાટી ગયેલ રદ કરવામાં આવી છે.

હસ્તલિખિત પ્રતોની કિંમત સુમારે રૂપિયા પચાસ હજાર ઉપરાંતની છે, તેની કિંમતનો સમાવેશ ઉપરની કિંમતમાં થતો નથી.

---

**શ્રી આત્માનંદ પ્રકાશ**:—પીસ્તાલીશ વર્ષથી પ્રગટ થાય છે. તેની અગીયારશેંહ ઉપરાંત કોપી છપાય છે. લડાઇ દરમ્યાન અને પછી વધતી જતી છાપખાનાની તમામ પ્રકારની સખ્ત મોંઘવારીને લઇને માસિકનો બાર અંકનો શુમારે ત્રણ રૂપીયા ખર્ચ આવે છે. વાર્ષિક લવાજમ વધારેલ નહિ હોવાથી શુમારે એક અંકના બાર માસના રૂા. ૧-૪-૦ નો તોટો પડે છે, છતાં તે મોંઘવારીની પહેલાં ૩૮ વર્ષ દરમ્યાન તેટલું જ લવાજમ માસિકનું હતું, તેમાં સહજ નફો રહેતો જેથી હાલનો આવકનો હિસાબ ગણી હાલમાં માસિક ખાતે થતી મોટી ખોટની મુંઝવણનો ઊકેલ કરવા આત્માનંદ પ્રકાશ માસિક માટે ફંડ, ઉઘરાણું કરી સભ્યો કે ગ્રાહકો પાસે મદદ માટે યાચના કરી નથી, કારણ કે ધારવા પ્રમાણે આવી સખ્ત મોંઘવારી પણ બે ત્રણ વર્ષથી વધારે રહેવા સંભવ નથી. છેવટે ફંડ, ઉઘરાણું નહિં કરતાં સોંઘવારી થતાં સુધી માત્ર પડત કિંમત રૂા. ૩-૦-૦ પુસ્તક ૪૫ થી રાખવામાં આવી છે.

---

**જ્ઞાનમંદિર**—ઉદ્દેશ પ્રમાણે **જ્ઞાનમંદિર**ની કરવાની તૈયારી ચાલે છે. હસ્તલિખિત પ્રતો તથા છાપેલી પ્રતો મળી કુલ ૨૭૬૨) ની સંખ્યા સભા પાસે છે. તે માટે જુદું સભાના મકાનની પડખે લેવાયેલ મકાનને તે જ્ઞાનમંદિરનું સંરક્ષણ થાય તે રીતે તૈયાર કરવાનું ચાલુ છે. પ્રાતઃસ્મરણીય પ્રવર્તકજી **કાન્તિવિજયજી** મહારાજશ્રીનો પરમ-મહદ્ ઉપકાર આ સભા ઉપર છે, જેથી તેઓ સાહેબના સ્મરણાર્થે તે મહાપુરૂષનું નામ જોડવાનો આ સભાએ ઠરાવ કરેલો છે. તે જ્ઞાનમંદિરના સુંદર મકાનના ખર્ચ માટે કોઇ ઉદારદીલ દાનવીર જૈન બંધુ ઉદારતા બતાવે તો તે જ્ઞાનમંદિરના મકાનને તેમનું આરસીની તકતી વડે નામ જોડવાનો સભા વિચાર કરે છે, આ વર્ષે તે મકાનનો નકશો એસ્ટીમેટ તૈયાર થયેલ હોવાથી આ સભાના ટેઝરર શેઠશ્રી અમૃતલાલ છગનલાલને સ્વતંત્ર રીતે તૈયાર કરવા સોંપેલ છે. તેમજ તૈયાર થયે તેની મંગળમય ઉદ્ઘાટન ક્રિયા પણ કોઇ પુણ્યપ્રભાવક, જ્ઞાન, ગુરૂભક્તિના ઉપાસક જૈનબંધુના મુબારક હસ્તે કરાવવા પણ સભા ઇચ્છા ધરાવે છે.

---

**૧ અમારૂં સાહિત્ય પ્રકાશન, પ્રચાર અને તેનું ઉદારતાપૂર્વક ભેટ ખાતું**—અત્યાર

સુધીમાં વિવિધ સાહિત્યોના ( પુર્વાચાર્યકૃત ) જેવાકે આગમો, મહાપુરુષોના સુંદર ચરિત્રો, તત્વજ્ઞાન, ગણીત, નાટકો, ઐતિહાસિક, કાવ્યો, સંસ્મરણો વગેરેના મૂળ અને કેટલાકના અનુવાદ ગ્રંથો મળી કુલ ગ્રંથો ૧૭૬ ની સંખ્યામાં પ્રગટ થયા છે જેનું લીસ્ટ પાછળ આપવામાં આવ્યું છે તે સભાની માલેકીના શ્રી આત્માનંદ જૈન ગ્રંથમાળા તથા અન્ય શ્રી આત્માનંદ સંસ્કૃત ગ્રંથમાળા, શ્રી આત્માનંદ શતાબ્દિ જૈન સીરીઝ, પ્રવર્તકજી શ્રી કાન્તિવિજય ઐતિહાસિક ગ્રંથમાળા, અને જુદા જુદા જૈન બંધુઓની ગુજરાતી ( સીરીઝ ) જેમાં કેટલાક ગ્રંથમાળાનો વહીવટ પણ સભા કરે છે તે ઉપર બતાવેલ સાથે છે.

આ સર્વ પ્રકાશનો માટે વિદ્વાન મુનિરાજો, જૈન અને જૈનેતર સાક્ષરો, સાહિત્યકારો, પરદેશી દર્શનશાસ્ત્રીઓએ ઉચ્ચ સાહિત્યના માટે મુલાકાત લઇ તપાસી આનંદ વ્યક્ત કર્યો છે અને કરે છે. વળી પરમ ઉપકારી મુનિમહારાજો તથા જૈન જૈનેતર વિદ્વાનોને ઉદારતાપૂર્વક ભેટ આપેલા છે. જે ઉપર બતાવેલ છે. મૂળ તથા અનુવાદોના ગ્રંથો ( વગર મૂલ્યે ) ભેટ આપ્યા છે. જે આવું ઉચ્ચ કોટીનું સાહિત્ય પ્રકાશન અને આટલી મ્હોટી રકમની ભેટ જે ઉદારતાપૂર્વક આ સભા કરી રહેલ તેવી કોઇ સંસ્થા કરી શકેલ નથી તે માટે સભાને હર્ષ થાય છે.

હવે પછી છપાતા શ્રી પાર્શ્વનાથ ચરિત્ર સચિત્ર, શ્રી નળ દમયંતી ચરિત્ર એ બે છપાયેથી ભેટ અપાશે, સિવાય શ્રી કથારત્ન કોષ બે ભાગ તથા શ્રી શ્રેયાંસનાથ ચરિત્ર સચિત્ર ભેટ આપવામાં આવશે.

**છપાતાં અનુવાદો શ્રીપાર્શ્વનાથ ચરિત્ર** અને **કથારત્ન કોષ**—એ બે સુંદર અપૂર્વ ગ્રંથો તૈયાર થયે અમારા સભાસદોને ધારા પ્રમાણે હવે પછીની સાલોમાં ભેટ અપાશે; માટે કોઇ પણ જૈન બંધુઓએ આ સભામાં પેટ્રન અને લાઇફ મેમ્બર વેળાસર થઇ લાભ લેવા જેવું છે.

**શ્રી શ્રેયાંસનાથ ચરિત્ર તથા કથારત્ન કોષ, શ્રી સુમતિનાથ ચરિત્ર** અનુવાદ તૈયાર કરી આર્થિક સહાય મળ્યે છપાવવા વિચાર સભા ધરાવે છે. અમારા સાહિત્ય પ્રકાશન માટે કોઇ પણ બંધુ બ્હેન ધારા પ્રમાણે એક સારી રકમ આપેથી તેમના નામથી ગ્રંથમાળા પ્રગટ કરવામાં આવે છે ને જ્ઞાનભક્તિ થવા સાથે નામ અમર રહી જાય તેવું છે. જ્ઞાન-સાહિત્ય ઉદ્ધાર માટેના અમારા પ્રકાશનમાં સુકૃતની મળેલ લક્ષ્મીનો આ રીતે જ્ઞાનભક્તિ કેટલાક શ્રીમંત બંધુઓએ લાભ લીધો છે જેના નામો પાછળ આપવામાં આવ્યા છે. આ લાભ અન્ય શ્રીમંત જૈન બંધુઓ અને બ્હેનોએ ખાસ લેવા જેવું છે.

મૂળ સંસ્કૃત ગ્રંથોમાં **શ્રી ત્રિષષ્ટિશલાકા પુરુષ ચરિત્ર** છપાય છે અને **દ્વાદશાર નયચક્રસાર** ગ્રંથનું સંશોધન કાર્ય ચાલે છે. **શ્રી બૃહત્કલ્પ છઠ્ઠો ભાગ** ( મૂળ ) પણ હવે પછી પ્રગટ થશે.

---

**મળેલા ફંડો**—શ્રી મૂળચંદભાઇ સ્મારક કેળવણી ફંડ, બાબુ પ્રતાપચંદજી ગુલાબચંદજી કેળવણી ફંડ, અને આ સભાએ સભાસદો વગેરે વડે કરેલું પ્રાતઃસ્મરણીય શ્રી કાન્તિવિજયજી મહારાજના **સ્મારક કેળવણી ફંડ** ( જેમાં હજી કેટલાક સભ્યોની રકમ ભરાવવાની છે ) તેના વ્યાજમાંથી સભાએ કરેલ ઠરાવ મુજબ તેઓ સાહેબની સ્વર્ગવાસ તીથી અશાડ શુદ ૧૦ ના રોજ મેળાવડો જાહેર કરી મેટ્રીકની પરિક્ષામાં પ્રથમ નંબરે પાસ થાય તેને સુવર્ણપદક સભા તરફથી બીજે નંબરે પાસ થાય તેને રૌપ્યપદક શેઠ દેવચંદ દામજીના તરફથી આ વર્ષથી આપવાનો ઠરાવ કરવામાં આવેલો છે તેનો અમલ થશે. અને ઉપરોક્ત ફંડોના વ્યાજમાંથી તે તે ખાતામાં બંને પ્રકારની કેળવણીની ઉત્તેજન અર્થે તેમજ તે સાથે સ્કોલરશીપો, બુકો, જૈન વિદ્યાર્થીઓને તથા રૂ ૨૦) રૂા. ૫૦),

રૂા. ૩૦) મળી કુલ રૂા. ૧૦૦) તથા શ્રી વૃદ્ધિચંદ્રજી સામાયક શાળાને રૂા. ૨૦) અને ઉજમબાઇ જૈન કન્યાશાળા જે તેનો વહીવટ કરવા સાથે રૂા. ૧૨૫) ઉત્તેજન અર્થે અપાય છે. ખોડીદાસ નિરાશ્રિત ફંડનો ઠરાવ મુજબ ભાઈઓને રાહત અપાય છે.

મહોત્સવો—સભાની વર્ષગાંઠ જેઠ શુદ ૭ ના રોજ દેવભક્તિ-પૂજા આંગી વગેરેથી કરવામાં આવે છે. શેઠ હઠીસીંગભાઈ ઝવેરચંદના તરફથી સભાને તેઓશ્રીએ પોતાની હૈયાતિમાં એક રકમ આપેલી છે તેના વ્યાજમાંથી, તેમજ વધારાના રૂા. ૧૫૦૦) આપવા કહેલ તે રકમનું વ્યાજ રૂા. ૬૦) તેઓશ્રીના ધર્મપત્ની શ્રીમતી હેમકુંવર બ્હેન તરફથી દર વર્ષે આવતું હોવાથી તેનાથી પ્રીતિભોજન કરવામાં આવે છે.

આનંદ મેળાપ—દર બેસતે વર્ષે આ સભાના પ્રમુખ શેઠ શ્રી ગુલાબચંદ આણંદજીએ આપેલી રકમના વ્યાજમાંથી સભાસદોને દુધપાર્ટી અપાય છે અને મેમ્બરો તરફથી પ્રથમ જ્ઞાનપૂજન પણ થાય છે.

કારતક શુદ પાંચમના રોજ જ્ઞાન પધરાવી પૂજન કરી ભક્તિ કરવામાં આવે છે.

દેવભક્તિ અને ગુરૂજયંતિઓ—પ્રાતઃસ્મરણીય શ્રી આત્મારામજી મહારાજની જન્મ તિથિ ચૈત્ર શુદ ૧ ના રોજ હોવાથી શ્રી ગુરૂદેવની જયંતિ દર વર્ષે સભાસદો શ્રી પવિત્ર શત્રુંજય તીર્થે જઇ વિવિધ પૂજા તથા શ્રી આદિનાથ પ્રભુ શ્રી પુંડરીકજી તથા ગુરૂશ્રીની આંગી રચવા સાથે સભાસદોનું સ્વામીવાત્સલ્ય દર વર્ષે ત્યાં કરવામાં આવે છે સભા માટે આ એક અપૂર્વ ભક્તિદિન છે અને સર્વ સભાસદોને યાત્રાનો લાભ મળે જાય છે. આ ગુરૂભક્તિના ઉત્તમ કાર્ય માટે ગુરૂભક્ત ઉદારદીલ શેઠ સકરચંદભાઇ મોતીલાલ મૂળજીએ એક રકમ સભાને સુપ્રત કરી છે, જેના વ્યાજમાંથી ખર્ચ થાય છે.

દર વર્ષે માગશર વદિ ૬ ના રોજ પ્રાતઃસ્મરણીય શ્રી મૂળચંદજી મહારાજની શ્રી તાલધ્વજગિરિ તીર્થે ઉજવવાનો ઠરાવ થયેલો છે, તેથી તે દિવસ તેમજ આસો શુદિ ૧૦ ના રોજ તેઓશ્રીના સુશિષ્ય શાંતમૂર્તિ પરમકૃપાળુ શ્રી વિજયકમલસૂરીશ્વરજી મહારાજની જયંતિઓ માટે થયેલા ફંડોના વ્યાજમાંથી ઉપરોક્ત રીતે દેવગુરૂભક્તિ વગેરેથી અત્રે જયંતિ ઉજવાય છે. આ સભાનું ધન્ય ભાગ્ય છે કે ગુરૂભક્તિના આવા પ્રસંગો સાંપડ્યા છે.

ઉપરોક્ત કાર્યવાહી જોઈ જાણી સભાના કોઇપણ કાર્યમાં જ્ઞાનોદ્ધાર-સાહિત્ય પ્રકાશન, પ્રચાર, ગુરૂભક્તિ-કેળવણી ઉત્તેજન તેવા સઘળા કાર્યોમાં આર્થિક સહાય આપનાર તેમજ આ સભાના સભ્યો અને હવે પછી થનારા પેટ્રન સાહેબો તથા સભાસદ બંધુઓ પણ આવા આત્મ કલ્યાણ સાધવામાં ઉત્તમ કાર્યોના ભાગીદાર બને છે. આ ઉપરથી આ સભા વ્યાપારી રીતને બદલે ઉદારતાપૂર્વક સભાની સર્વ કાર્યવાહી જ્ઞાનભક્તિ વગેરે કરે છે તે સહજ સમજી શકાય તેવું છે.

# મીટિંગોનો અહેવાલ.

( સંવત ૨૦૦૩ )

મેનેજીંગ કમિટી—( ૧ ) સંવત ૨૦૦૩ ના કારતક વદી ૯ રવીવાર તા. ૧૭-૧૧-૪૬ સંવત ૨૦૦૨ સરવૈયુ પસાર અને બજેટ મંજુર તથા પસાર કરવામાં આવ્યું.

**જનરલ મીટિંગ**—( ૧ ) સંવત ૨૦૦૩ ના કારતક વદી ૦)) શનીવાર તા. ૨૩–૧૧–૪૬

( ૧ ) સં ૨૦૦૨ નું સરવૈયુ પસાર કર્યું અને આવતા વર્ષનું બજેટ મંજુર કરવામાં આવ્યું

( ૨ ) રિપોર્ટ છપાવવાની સેક્રેટરીઓ ને મંજુરી આપવામાં આવી.

( ૩ ) હવેથી સીરીઝ માટે રૂા. ૩૦૦૦) ત્રણ હજાર લેવા એમ ઠરાવવામાં આવ્યું.

**મેનેજીંગ કમિટી**—( ૨ ) સં ૨૦૦૩ ના માગશર સુદી ૧૫ રવીવાર તા. ૮–૧૨–૪૬

( ૧ ) મેનેજીંગ કમિટીનાં સભ્ય સંઘવી અમરચંદ ધનજીભાઈ નો સ્વર્ગવાસ થતાં તેમની ખાલી પડેલી જગ્યાએ નાણાવટી રમણીકલાલ માણેકચંદ ને નીમવામાં આવ્યા.

( ૨ ) સભાનાં પેટ્રન સાહેબ શેઠ બબલચંદભાઈ કેશવલાલ મોદી અહીં પધારે ત્યારે તેમનાં સત્કાર અર્થે માનપત્ર આપવાનો સમારંભ ગોઠવવો એમ નક્કી કરવામાં આવ્યું અને તેને અંગે રૂા. ૨૦૦ બસો રૂપીઆ સુધી ખર્ચની મંજુરી આપવામાં આવી.

સં ૨૦૦૩ ના માગશર વદી ૦)) સોમવાર તા. ૨૩–૧૨–૪૬ ના રોજ શેઠ શ્રી ભોગીલાલભાઈ મગનલાલના પ્રમુખપણા નીચે સભાના પેટ્રન શેઠ બબલચંદભાઈ કેશવલાલ મોદીને માનપત્ર આપવાનો મેલાવડો થયો હતો.

**મેનેજીંગ કમિટી**—( ૩ ) સં. ૨૦૦૩ ના ચૈત્ર સુદી ૫ ગુરૂવાર તા. ૨૭–૩-૪૭

( ૧ ) એ બી સી બેન્ક બંધ થઇ તેમાં લગભગ રૂા. ૮૫૦ રહ્યા છે એમ જાહેર કરવામા આવ્યું.

( ૨ ) દેના બેન્કમા કેશ સર્ટીફીકેટ રૂા. ૪૧૨૫) ના છે તે નાણા ઉપાડી લેવા એમ ઠરાવવામાં આવ્યું.

( ૩ ) ભાવનગર દરબાર બેંકમાં સભાના ચાર નામથી કરન્ટ એકાઉન્ટ ખોલવાનું ઠરાવ્યું.

( ૪ ) શ્રી આત્માનંદ અર્ધશતાબ્દિ ગુજરાંવાલામાં આચાર્ય શ્રી વિજયવલ્લભસૂરિજી મહારાજના નેતૃત્વ નીચે ઉજવવાની છે તેમાં આ સભાનું નામ રૂા. ૧૦૧) ભરી મેમ્બર તરીકે દાખલ કરવા ઠરાવ્યું.

**મેનેજીંગ કમિટી**—( ૪ ) સં. ૨૦૦૩ નાં અસાડ સુદી ૩ શનીવાર તા. ૨૧–૬–૪૭

( ૧ ) શેઠ જાદવજી ઝવેરભાઈનું નામ બેન્કમાં દાખલ કરવામાં આવેલ છે તે જાહેર કરવામાં આવ્યું.

( ૨ ) સભાની ચીજો જે અપાય છે તે વસ્તુનો રૂા. ૧૦) ડીપોઝીટ લઇને આપવાનું ઠરાવ્યું.

**મેનેજીંગ કમિટી**—( ૫ ) સં. ૨૦૦૩ નાં અસાડ સુદી ૧૧ રવિવાર તા. ૨૯–૬–૪૭

( ૧ ) કુમારી ધૈર્યબાળા છગનલાલ પારેખ એમ. એ. ની પરીક્ષામાં સેકન્ડ કલાસમાં પ્રથમ નંબરે પાસ થવાથી તેમને સત્કાર અભિનંદન પત્ર આપવા ઠરાવ્યું; અને મેલાવડાનાં ખર્ચ માટે રૂા. ૧૦૦) એકસો રૂપીઆ મંજુર કરવામાં આવ્યા.

**મેનેજીંગ કમિટી**—( ૬ ) સં. ૨૦૦૩ નાં પ્રથમ શ્રાવણ વદી ૧૨ બુધવાર તા. ૧૩–૮–૪૭

( ૧ ) તા. ૧૫–૮–૪૭ શુક્રવારે આઝાદ સ્વાતંત્ર્ય દિને સભાનાં મકાનને ધ્વજા, પતાકાથી શણગારવું, રોશની કરવી તેનો જે ખર્ચ થાય તે મંજુર કરવામાં આવ્યો.

( ૨ ) સ્વાતંત્ર્ય દિનની ખુશાલીમાં સભાનાં નોકરોને બોનસ આપવા ઠરાવ્યું.

( ૩ ) વાર્ષિક મેમ્બરની ફી સં. ૨૦૦૪ થી રૂા. ૫) પાંચ રૂપીઆ રાખવા નક્કી કર્યું.

( ૪ ) શ્રી આત્માનંદ પ્રકાશનું લવાજમ પુ. ૪૫ થી રૂા. ૩) ત્રણ લેવા નક્કી કર્યું.

( ૫ ) મ્હેતા શાંતિલાલ ગંભીરદાસનું મેનેજીંગ કમિટીનાં સભ્ય તરીકેનું રાજીનામું સ્વીકારવામાં આવ્યું અને તેમની ખાલી પડેલી જગ્યાએ શાહ હિરાચંદ હરગોવનને સર્વાનુમતે નીમવામાં આવ્યા.

( ૬ ) તા. ૧૫ મી ઓગસ્ટ ૧૯૪૭ આઝાદ હિન્દ દિનની ખુશાલીનાં સ્મારક તરીકે રૂા. ૧૦૦૦) એક હજાર રૂપીઆ સભાના ચોપડે જમા કરી તેનાં ચાર ટકાનાં વ્યાજનાં રૂા. ૪૦) દર વર્ષે સ્વધર્મી જૈન બંધુઓને સહાયમાં વાપરવા નક્કી થયું. અને આ વર્ષથી જ તેની શરૂઆત કરી સભાના સાધારણ ખાતામાંથી રૂા ૫૧) સ્વધર્મી જૈન બંધુઓને સહાયમાં તરતજ આપી તેની શરૂઆત કરવી તેમ ઠરાવ્યું છે.

## આવતા વર્ષ માટે નવા મનોરથો અને તૈયાર કરેલી નવી ભૂમિકા.

૧ સભાના ફંડોના નાણાના વ્યાજની વિશેષ ઉત્પન્ન થાય, મૂળ નાણા સચવાય તે માટે આ સભા પેટ્રન સાહેબ શ્રી ભોગીલાલભાઈ તથા વોરા ખાન્તિલાલભાઈ જેઓશ્રી સં. ૨૦૦૪ની સાલના માગશર શુદમાં મળેલી વાર્ષિક જનરલ મીટીંગમાં આમંત્રણથી પધાર્યા હતા; તેઓ સાહેબની રૂબરૂમાં વિચારણા ચાલી હતી. કારણ કે ભવિષ્યમાં આ સભાના માનવંતા સભાસદોને મ્હોટી કિંમતના ગ્રંથો વિશેષ વિશેષ ભેટ આપતાં ( તેઓશ્રીના લવાજમનું વ્યાજ જે આવે છે તે છતાં ભવિષ્યમાં જ્ઞાનખાતેનો દોષ સભાને કે સભ્યોને ન લાગે માટે ) તે માટે કોઈ તેવી યોજના ઘડવા સબ કમીટી નીમવામાં આવી છે.

૨ આ સભાને ૫૨ વર્ષ થયેલા હોઈ તેની જ્યુબીલી સં. ૨૦૦૪ની સાલમાં ઉજવવા માટે પેટ્રન સાહેબોની હાજરીમાં તેની યોજના કરવા એક સબ કમીટી નિમવામાં આવી છે.

૩ સં. ૨૦૦૪ની સાલમાં પ્રાચીન સ્મરણીય પ્રવર્ત્તક શ્રી કાંતિવિજયજી મહારાજના સભા પરના ઉપકાર નિમિત્તે જે કેળવણી ફંડ કરવામાં આવ્યું તેવા વ્યાજમાંથી તેઓશ્રી સ્વર્ગવાસ તીથી અશાડ શુદ ૧૦ના રોજ દર વર્ષે મેળાવડો કરી કેળવણીના ઉત્તેજનાર્થે સુવર્ણ પદક અર્પણ કરવાનો અમલ કરવામાં આવશે.

૪ તેઓશ્રીના નામથી જ્ઞાનમંદિર કરવા લીધેલ મકાન નવેસરથી ( ફાયરપ્રુફ ) તૈયાર કરી આ સભાના ટ્રેઝરર શેઠ અમૃતલાલ છગનલાલને સ્વતંત્ર સુપ્રત થયેલ છે તે તૈયાર થયે તેનું ઉદ્ઘાટન પણ આવતી શાલમાં કરવાનો સભાએ નિર્ણય કર્યો છે.

૫ સભાના આર્થિક સ્થિતિ વધતાં દરેક ખાતાનો ખર્ચ, વ્યય વગેરે બાદ જતાં જે રકમ ફાજલ પડે તેના વ્યાજમાંથી કેળવણીને ઉત્તેજન, અસહાયક જૈનબંધુઓને યોગ્ય સહાય કે બીજી કોઈ બાબતની યોગ્ય વિચારણા થતાં જે નિર્ણય થાય તેનો સદ્ઉપયોગ કરવા માટે પણ મનોરથ સેવાય છે. તે માટે હવે પછી યોજના કરવામાં આવશે.

ઉપરોક્ત રીતે વિશેષ ભક્તિ અને સેવાના વિશેષ કાર્યો, સભાની વિશેષ પ્રગતિ થવા વિચારાય છે.

## મનોરથો, આશા અને પ્રાર્થના.

આ પ્રમાણે ૫૧ મા વર્ષની જે કાર્યવાહી થઈ તે આપની સમક્ષ રજુ કરી છે, તેની સાથે જરૂરી સં. ૨૦૦૪ના વર્ષની ભૂમિકા નવા કાર્યો કરવાની કાર્યવાહી પણ આપી છે. સભાનો ખર્ચ જેમ વધતો જાય છે

તેની સાથે પ્રગતિ, પ્રતિષ્ઠા અને સભાની કાર્યવાહી પ્રત્યે સંતોષ અને સમાજ પ્રિયતા વધતી જાય છે. જૈનબંધુઓ અને બ્હેનો વગર લખ્યે સભ્યો થઇ, સહાયક થઇ સભાની પ્રગતિમાં ફાળો આપ્યે જાય છે. સભા ભાવિમાં વિશેષ પૂર્વાચાર્યોકૃત ઉત્તમોત્તમ સાહિત્ય પ્રકટ કરી, વિશેષ ઉદારભાવે ભેટ, સરતું આપે, બંને પ્રકારની કેળવણીને વધારે વધારે સહાય કરી જૈન બાળકો વિશેષ પ્રમાણે કેળવણી લઇ શકે, ફ્રી લાઇબ્રેરીનો લાભ વધારે સરળતાપૂર્વક સર્વ લાભ લઇ શકે અને છેવટે દેવ, ગુરૂ જ્ઞાનની વિશેષ પ્રકારે સભા ભક્તિ કરી શકે તે માટે જૈન સમાજ વધારે ફાળો આપવા પ્રેરાય તે માટે પરમાત્માની પ્રાર્થના કરી અમારૂં નિવેદન પૂર્ણ કરીયે છીયે.

---

**આભાર**—આ વર્ષમાં સભાના ચાલતા કોઇપણ કાર્યમાં આર્થિક સહાય, તેમજ શ્રી આત્માનંદ પ્રકાશ માસિકને માટે લેખો વગેરેથી સહાય આપનાર મુનિ મહારાજાઓ તથા જૈન બંધુઓનો આભાર માનવામાં આવે છે અને કૃપા કરી તેવોજ સહકાર ચાલુ રાખવા નમ્ર વિનંતિ કરવામાં આવે છે. આ સભાના અનેક ઊત્તમ ભાવિ મનોરથો ગુરૂકૃપાથી શ્રી અધિષ્ઠાયક દેવો સફળ બનાવે તેવી પરમાત્માની પ્રાર્થના કરી આ રિપોર્ટ પૂર્ણ કરીયે છીએ.

---

# સં. ૨૦૦૩ સુધીનું સરવૈયું.

| જ | | ઉ | |
|---|---|---|---|
| ૧૬૪૭૮)≈ | પુસ્તકો છપાવવાનાં ખાતાઓમાં દેવું. | ૧૧૭૩૮।। | લાઇબ્રેરી તથા ડેડસ્ટોકના ચા૦ |
| ૩૩૯૫૧) | ગુજરાતી સીરીઝવાળાના દેવા. | | ખાતે લેણા. |
| ૪૫૪૧।૦।। | છાપખાનાનાં દેવા. | ૩૪૨૭૮।।।૦।। | પુસ્તકો છપાતા ખાતે તથા કાગળો |
| ૫૦૦૦) | શેઠ ભોગીલાલ લેકચર હોલ ભેટ. | | પરાંત છે તે. |
| ૬૪૯૦૧।-।। | મેમ્બર ફી વીગેરે. | ૭૪૬૩) | છાપખાના તથા બુકસેલરો વીગેરે. |
| | સાધારણ ખાતાનાં દેવા. | ૩૨૮૪૩) | મકાનો ખાતે તથા ભાડુત, નોકર વી |
| | | | ૩૨૧૭૫।। — ૭૦૭।। |
| ૨૦૭૬૩)= | જયન્તી ફંડોના ખાતા વિગેરે. | | |
| ૭૦૮૩।।= | સરાફી ખાતે દેવા. | ૬૬૦૨૭।।।= | સરાફી ખાતે લેણા. |
| ૬૫) | મેમ્બરો ખાતે દેવા. | ૬૯૮।।। | મેમ્બરોનાં ખાતે લેણા. |
| ૪૯૮।।- | ઉબળેક દેવું. | ૬૩૭।- | ઉબળેક મધે લેણા. |
| ૪૦૦) | લાઇબ્રેરી ડીપોઝીટ ખાતાના દેવા. | ૩૯૮।।।=।। | શ્રી પુરાંત સં. ૨૦૦૩ નાં આસો વદી ૦)). |
| | ૧૫૩૬૮૨)= | | ૧૫૩૬૮૨)= |

---

## તમારું નામ અમર કરવું હોય તો નીચેનું નિવેદન વાંચી નિર્ણય કરો.

# સિરીઝ—ગ્રંથમાળાના નિયમો.

આ જગતમાં જન્મ ને મરણ પ્રત્યેક પ્રાણીને માટે સરજાયેલ છે, જેથી મનુષ્ય જ્ઞાન અને જ્ઞાન દાનવડે પોતાના આત્મકલ્યાણનો માર્ગ સાધી શકે છે. જેથી તમારે આ જીવનમાં તમારું નામ અમર રાખવું હોય, જ્ઞાનભક્તિ કરવી હોય, જૈન સાહિત્યસેવા કરી જ્ઞાન ઉપાર્જન કરવું હોય, તો તે આત્મકલ્યાણ માટે નીચેની યોજના વાંચી-વિચારી આજે જ આપ નિર્ણય કરો અને આપના નામની ગ્રંથમાલા પ્રસિદ્ધ કરાવી અમૂલ્ય લાભ મેળવો.

### યોજના:—

૧. જે ગૃહસ્થ ઓછામાં ઓછા રૂા. ૩૦૦૦) હજાર અથવા જે ગ્રંથ તેમના તરફથી છપાય તેના ખર્ચના પૂરતાં નાણાં આ સભાને આપે તેના નામથી ગ્રંથમાળા (સિરિઝના ગ્રંથો) આ સભાએ દરેક વખતે નીચેની સરતે પ્રગટ કરવા

૨. સિરિઝનો પ્રથમ ગ્રંથ છપાવવાને માટે જે બંધુએ જેટલા રૂપિયા આપ્યા હોય તે પ્રમાણેની રકમનો પ્રથમ ગ્રંથ માટે ખર્ચ કરવો.

૩. જાહેર લાઇબ્રેરી કે ભંડાર તેમજ સાધુ-સાધ્વી મહારાજ વગેરેને ધારા પ્રમાણે અમુક સંખ્યામાં ગ્રંથો સિરિઝના નિયમ મુજબ જે જે ભેટ અપાય તે તે 'સિરીઝવાળાની વતી સભા મારફત ભેટ' મોકલવામાં આવશે.

૪. સિરિઝની છપાતી દરેક બુકની પચ્ચીશ કોપી જે ગૃહસ્થના તરફથી તે ગ્રંથમાળા છપાશે તેમને ભેટ આપવામાં આવશે.

૫. તે સિરિઝનાં ગ્રંથમાં ઓછામાં ઓછા અડધા ગ્રંથ ખપી ગયા હોય તેની ઉપજેલી કિંમતથી જ બીજો ગ્રંથ છપાવી શકાશે, પરંતુ કોઇ સંયોગમાં ગ્રંથમાળાના તે તે ધણીના છપાતાં ગ્રંથોમાં અસાધારણ પ્રસંગે તેમની આવેલી ધારા પ્રમાણેની રકમ કરતાં ગ્રંથ સુંદર બનાવતાં વધારે પૈસા સભાને ખરચવા પડ્યા હોય, તેવા કોઇ પ્રસંગે, પ્રથમ સભાએ ખરચેલા વધારેના નાણાં વેચાણમાંથી પ્રથમ વસુલ કરી, ધારા પ્રમાણે ઉપજેલી તે રકમના પ્રમાણમાં તે ગૃહસ્થના નામથી બીજો ગ્રંથ ( સિરિઝનો ) સભા છપાવવો શરૂ કરશે.

૬. ગ્રંથમાળાના પ્રથમના એક જ ગ્રંથમાં સિરિઝવાળા ગૃહસ્થનું જીવનચરિત્ર, અને ફોટોગ્રાફ તેમની ઇચ્છાનુસાર આપવામાં આવશે.

ઉપરની યોજનાનુસાર અનેક જુદા જુદા ગૃહસ્થો અને બ્હેનોએ આર્થિક સહાય આપી પોતાની અને પોતાના વડીલોના નામથી સિરિઝનાં પુસ્તકો સભા તરફથી પ્રગટ કરાવેલ છે, તેના નામોનું લીસ્ટ પાછળ પરિશિષ્ટમાં આપવામાં આવેલ છે. ને અમારા માનવંતા સભ્યો તે માટે સંતોષ જાહેર કર્યો છે; જેથી આપ પણ આ યોજનાનો લાભ લેશો એવી આશા રાખીએ છીએ અમારા તરફથી છપાતા ગ્રંથમાળાના સુંદર ગ્રંથો જૈન સમાજમાં પ્રતિષ્ઠા પામેલ છે. ગ્રંથમાળાના ધારાધોરણમાં ફેરફાર કરવાનો સ્વતંત્ર હક સભાનો રહેશે.

લખો:—શ્રી જૈન આત્માનંદ સભા—ભાવનગર.

# परिशिष्ट ख.

## જે જે સીરીઝના ગ્રંથોમાં જે જે બંધુઓએ સહાય આપેલી છે તેઓશ્રીના તરફથી જે જે ગ્રંથો પ્રસિદ્ધ થયા છે તેનું લીસ્ટ.



| | |
|---|---|
| ૧ વોરા હઠીસંગભાઇ ઝવેરચંદ ... ... ... | ...૧ શ્રાદ્ધગુણવિવરણ |
| | ૨ શ્રી નેમનાથ ચરિત્ર |
| ૨ શેઠ આણંદજી પુરૂષોત્તમ ... ... ... | ...૧ તપાવલી |
| | ૨ શ્રી શત્રુંજય સ્તવનાવલીની |
| | ,, ( આવૃત્તિ બે ) |
| ૩ વકીલ હરીચંદ નથુભાઇ... ... ... ... | ...દાનપ્રદીપ ગ્રંથ. |
| ૪ શેઠ નાગરદાસ પુરૂષોત્તમદાસ ... ... ... | ...કુમારપાળ પ્રતિબોધ |
| ૫ શ્રી સુખસાગરજી મહારાજ તથા આચાર્ય બુદ્ધિસાગરજીની | ...૧ સુપાર્શ્વનાથ ચરિત્ર ભાગ ૧ લો. |
| | ૨ ,, ભાગ ૨ જો. |
| | ૩ ( કાવ્ય સુધાકર ) |
| ૬ શેઠ ઝવેરભાઇ ભાઇચંદ ... ... ... | ...૧ શ્રી નવ પદ પૂજા ( સાર્થ ) |
| | ૨ આત્મવિશુદ્ધિ |
| | ૩ વીશ સ્થાનક પૂજા ( સાર્થ ) |
| ૭ શેઠ મગનલાલ ઓધવજી ... ... ... | ...ધર્મબિન્દુ |
| ૮ શેઠ દીપચંદ ગાંડાભાઇ... ... ... ... | ...૧ નરરત્ન ભામાશાહ |
| | ૨ શ્રી ચંદ્રપ્રભુ ચરિત્ર |
| ૯ શેઠ અમરચંદ હરજીવન તથા કસ્તુરબ્હેન ... ... | ...૧ શ્રી વિમળનાથ ચરિત્ર |
| | ૨ સતી સુરસુંદરી ચરિત્ર |
| ૧૦ સલોત ફુલચંદ ત્રીકમજી ... ... ... | ...પંચ પ્રતિક્રમણ ( સાર્થ ) |
| ૧૧ વોરિયા ધરમશી હરજીભાઇ ... ... ... | ...શ્રીપાળ રાસ |
| ૧૨ શેઠ માણેકચંદ જેચંદભાઇ ( જાપાન ) ... ... | ...શ્રી મહાવીર ચરિત્ર |
| ૧૩ શેઠ માણેકચંદ ચુનીલાલ તથા કમળાબેન ... ... | ...શ્રી વાસુપૂજ્ય ચરિત્ર |
| ૧૪ રાવસાહેબ શેઠ કાન્તિલાલ ઇશ્વરલાલ તથા શકુન્તલા બેન | ...શ્રી આદિનાથ ચરિત્ર |
| ૧૫ રાવબહાદુર જીવતલાલ પ્રતાપશી... ... ... | ...શ્રી સંઘપતિ ચરિત્ર |
| ૧૬ શેઠ ત્રિભોવનદાસ મંગળજીભાઇ હ. ચંદુલાલભાઇ ... | ...શ્રી પાર્શ્વનાથ ચરિત્ર(છપાય છે) |
| ૧૭ શેઠ લાલભાઇ ભોગીલાલ કુસુમગર ... ... ... | ...શ્રી શાન્તિનાથ ચરિત્ર |
| ૧૮ બેન શ્રી સુરજબેન નરોત્તમદાસ હ. શેઠ મણીલાલ વનમાળીદાસ | ...શ્રી દમયંતી ચરિત્ર (છપાય છે) |

